## ૧. શ્રીનગર

શ્રીનગર સમ્રાટ અશોકે વસાવ્યું, એવું વાંચવામાં આવે છે. જેલમને કાંઠે પાઘડીપને આવેલી આ નગરી એના નામ જેવી જ સુંદર છે—સુંદરતાના મારા ખ્યાલ પ્રમાણે. સુંદર તો મુંબઈ પણ છે, વેનિસ પણ છે; જયપુર સુંદર છે, લખનઉ પણ સુંદર છે; અને આ બધી નગરીઓ સુંદર નથી એવું પણ કહેનારા છે.

પ્રાચીન શહેરો, જ્યાં ઇતિહાસની નાડી જોરથી ધબકતી હોય, એ બધાં એક રીતે સુંદર જ હોય છે, કેમ કે ભૂતકાળને આપણે કલ્પના દ્વારા જ બરાબર પકડી શકીએ છીએ અને કલ્પના હંમેશાં સૌંદર્યતરસી હોય છે.

શ્રીનગર કુદરતી સૌંદર્યથી જેટલું આકર્ષક છે તેટલું જ આકર્ષક રોમાંચક ઇતિહાસથી પણ છે. કાશ્મીરના ઇતિહાસની રસભરી કથા કલ્હણ કવિની 'રાજતરંગિણી'માં ભરેલી છે. કલ્હણની એ કૃતિ જેટલી રાજવંશોની તેટલી જ રસની પણ સરિતા છે.

શ્રીનગર જેલમને કાંઠે છે એવું કહેવું એના કરતાં જેલમ શ્રીનગરના હૃદયને સ્નેહથી વીંધતી ધસી રહી છે. એ કહેવું વધારે ઉચિત છે. નદીઓને કાંઠે વણનોંતર્યાં

મહેમાન જેવાં ઘણાં શહેરો આપણે જોઈએ છીએ; પરંતુ નદી પોતે જ નગરને ભેટવા ધસી આવતી હોય એવા દાખલા જૂજ છે. શ્રીનગર મને એવું જૂજ નગર લાગ્યું છે.

શ્રીનગર માત્ર બે હજાર વર્ષ જૂનું નગર નથી; બે હજાર શ્લોકોનું એક મહાકાવ્ય, સરિતા અને ગિરિમાળા ઉપર જાણે લખાયું છે. સાક્ષાત્ શંકર ભગવાનનું એ મહાકાવ્ય છે, કેમ કે હરમુખ અને મહાદેવ એ બે શિખરો પોતાની ભવ્યતાથી એની ક્ષિતિજને ભરી રહ્યાં છે. મહાદેવની આજુબાજુની ગિરિમાળામાંથી અમૃતનાં ઝરણાં સતત વહે છે અને તેમાંથા ઈશ્વરની કલ્પનાના પ્રાદુર્ભાવ જેવું દલ સરોવર શાંત સમાધિમાં વિસ્તર્યું છે.

શ્રીનગરને આપણે સરસ્વતીની નગરી કહી શકીએ; સૂરત અને અમદાવાદનાં બજારોમાં વપરાય છે એવી સરસ્વતી નહિ, પરંતુ પ્રતિભાથી ઓતપ્રોત એવી કવિજનોની સરસ્વતી. શાલીમાર નામના મોગલ બગીચાને પડખે હરવાન (અર્હત વન) ઉપર મહાદેવનું રમ્ય શિખર આવેલું છે. એને માથે બારે માસ બરફનો મુગટ હોય છે. આ પર્વતની તળેટીમાં વસુગુપ્ત નામના કાશ્મીરના આદિ શૈવાચાર્યને સ્વપ્નમાં પ્રબોધ થયો અને 'શિવસૂત્રો'નો આવિર્ભાવ થયો, ત્યારથી કાશ્મીરનું અપૂર્વ શૈવદર્શન શરૂ થયું. અને એ દર્શનનો સંપૂર્ણ પરિપાક અભિનવગુપ્ત જેવા મહાન આચાર્યની પ્રતિભામાં થયો.

અર્હત વન (હરવાન નામથી આજે ઓળખાતું સ્થાન) બૌદ્ધ ભિખ્ખુઓનું સ્થાન હતું. બૌદ્ધોના મહાન આચાર્ય નાગાર્જુન આ સ્થાનમાં વસતા હતા.

શ્રીનગર એકલા પંડિતોની જ નહિ પરંતુ પંડિતાઓની પણ નગરી હતી. આજથી લગભગ આઠ–નવ સૈકાઓ ઉપર થઈ ગયેલો સંસ્કૃત કવિ બિલ્હણ કહે છે કે, આ નગરીમાં સ્ત્રીઓ પોતાની માતૃભાષાની માફક જ સંસ્કૃતમાં પણ વહેવાર કરે છે. સંસ્કૃતની ઘણી સ્ત્રી–કવિઓ શ્રીનગરમાં થઈ છે. સાલવારી ખાસ મળતી નથી.

શ્રીનગર ગંદું પણ છે. ભારતનું કયું શહેર ગંદું નથી? ગંદકી એ આપણો સ્વભાવ છે. ગરીબાઈને લીધે ગંદકી હોય છે એ વાતમાં તથ્ય નથી. ધનિકોની હવેલીઓ અને બંગલાઓ કરતાં હરિજનોનાં ઝૂંપડાં વધારે સ્વચ્છ હોય છે. જાહેર રસ્તાઓ ગંદકી કરવા અર્થે બાંધવામાં આવ્યા છે અને ઘરના ઓરડાઓ મોટી થૂંકદાનીઓ છે એવી આપણી માન્યતા છે!

શ્રીનગરને જો છૂટું છૂટું જોવા જઈએ તો એમાં સૌંદર્ય નજરે નહિ પડે. મકાનો, ગલીઓ, બધું અનાકર્ષક છે. પરંતુ જેલમના શિકારામાં પડ્યા પડ્યા જો જોઈએ તો એ મોહક શહેર છે. ચિત્ર અખંડિત હોય તો જ રસનું પાન કરાવી શકે છે. તાજમહાલનો એક ટોડો લો અને આખો તાજ ના જુઓ તો ખાસ નહિ રુચે.

શ્રીનગર એ શ્રીનગર છે. જ્યાં જે વસ્તુ રમણીય હોય તે વસ્તુ યાદ રહી જાય અને તેની છાપ જ આખા ચિત્રમાં ઊપસી આવે. કાશ્મીરની રમણીઓ કોઈને સુંદર ના લાગી હોય તેવું મેં સાંભળ્યું કે વાંચ્યું નથી. કોઈ પણ એક શહેરમાં આટલી બધી સુંદર સ્ત્રીઓ નહિ હોય. આંખો ઘણી જ રોચક;

સુખાકૃતિ ઈશ્વરે સ્વહસ્તે ઘડેલી. પૃથ્વી ઉપર આવી સુંદર બીજી સ્ત્રી દેખાશે નહિ. પુરુષો આકર્ષક જરૂર, પરંતુ........ સ્ત્રીઓ ઘડ્યા પછી વધેલી માટીમાંથી સહેજ થાકેલે હાથે ઈશ્વરે ઘડેલા. પુરુષ અને સ્ત્રીમાંથી કોણ પહેલું થયું એ ચર્ચાનો અંત નથી; પણ કાશ્મીરમાં તો જરૂર સ્ત્રી જ પ્રથમ.

શ્રીનગર સંગીત છે, કવિતા છે—સામાન્ય નહિ પરંતુ કાલિદાસ અને ટાગોરની. એનો આત્મા પ્રાચીન છે. સંસ્કાર-વિનીત છે, સુકુમાર સંસ્કારિતાની પરંપરા છે. સ્થૂળ સંપત્તિની ઝાકઝમાળ નથી તે ત્યાંના વાતાવરણને સુસંગત છે. મોટરો, મહેલાતો, ઝવેરાત, બેંકો, સટ્ટા બજારો, મીલો એ બધું ના હોય તે ગરીબ, એવી આપણી માન્યતામાં સત્ય કેટલું છે અને ભ્રાંતિ કેટલી છે તેનો અંદાજ કહાડવાનું આ લેખમાં પ્રયોજન નથી. પરંતુ એ બધી વસ્તુઓ જ્યાં ના હોય ત્યાં ગરીબાઈ છે એવી રૂઢ માન્યતા મુજબ આપણે શ્રીનગરને ગરીબ કહેવું પડે. એ બધું હોય છતાં સાહિત્ય, સંગીત અને કલા એ ત્રણેના નામનું જ્યાં સુક્કું સરોવર હોય ત્યાં કઈ સંપત્તિ છે તે સમજવું મુશ્કેલ છે. એકલી સ્થૂલ સંપત્તિથી કોઈ પણ મનુષ્ય કે પ્રજા મહાન ગણાયાં હોય તેવું ઈતિહાસમાં બન્યું નથી. સંસ્કાર વિનાની સંપત્તિ વિનાશનું મહાદ્વાર છે.

શ્રીનગરમાં પૈસા (ખરીદશક્તિ) નથી પરંતુ સંસ્કાર (પ્રદાનશક્તિ) છે. ત્યાંનાં બ્રાહ્મણકુટુંબોમાં સરસ્વતીની આરાધના અવિરત ચાલે છે. તેવી જ રીતે મુસલમાન પંડિતો પણ ભારતીની અવિશ્રાન્ત ભક્તિ કરે છે. પરિણામે જીવનના કોમળ અને મૃદુ સ્વરો ત્યાં અનેક રૂપે સંભળાય છે.

કળા ત્યાં કૌમુદી જેવી પ્રકાશે છે. ગાલીચો લો કે શાલ લો કે 'પેપર મશી' લો કે ચાંદીની બનાવટ લો કે લાકડાની કોતરણીવાળી વસ્તુ લો—ગમે તે લો—તેમાં ત્યાંના લોકોના આત્માની ઊંડી સંસ્કારિતા તરી આવશે.

શ્રીનગરે અનેક રાજકીય ઊથલપાથલો જોઈ છે. દુઃખથી તે રીઢું થઈ ગયું છે. એના ઉપર આક્રમણોની અને અત્યાચારોની જે વીતી છે એવી ભારતના કોઈ પણ બીજા શહેર ઉપર વીતી નથી; દિલ્હી ઉપર પણ એવી વીતી નથી. આ બધી વીતકના પરિણામે શ્રીનગરનો આત્મા નિઃસારવાદી (Cynic) બની ગયો છે. સત્ય અને અસત્ય બંનેને હાથમાં રાખનારી કોઈ વિકરાળ શક્તિ, જેને નસીબ કહો, કિસ્મત કહો કે 'Fate' કહો, તે હાજરાહજૂર બેઠેલી છે, એવી દૃઢ માન્યતાની પાછળ સૈકાઓની ચઢતીપડતીનો અનુભવ છે. એ રીતે જુઓ તો શ્રીનગરનો આત્મા એ જાણે ભારતનો જ આત્મા છે, પ્રાચીન આત્મા છે, અનુભવથી રીઢો થયેલો આત્મા છે. આ વસ્તુ નજર સામી રાખીને મૂલ્યાંકન કરનારને શ્રીનગરના વતનીઓમાં સત્ય તરફ બેદરકારી છે એવું નહિ પરંતુ સત્ય–અસત્યનાં અધૂરાં કાટલાં તરફ બેદરકારી છે એવું લાગશે. નિઃસારવાદી (Cynic)નું એ લક્ષણ છે: નિઃસારવાદી પુરુષાર્થવાદ તરફ ખાસ ખેંચાતો નથી; એ લગભગ 'Existential' (છે તેમાં સંતોષી) જેવો હોય છે.

શ્રીનગર ઉપરછલ્લી નજરે જોવાનું નગર નથી. ઉપરછલ્લી રીતે એનો નાગરિક આપણને અનેક ત્રુટીઓવાળો

લાગશે. પરંતુ એ ત્રુટીઓની પાછળ કાળા અનુભવની દુઃખદ સ્મૃતિ છે.

કાશ્મીરના એક પ્રતિષ્ઠિત આધુનિક કવિ ઝીંદાકૌલ પોતાના 'હાય સંસાર' નામના, પ્રતિભાથી અંકાયલા કાવ્યમાં વરાળ કહાડે છે કે :

'સુખની વસંતમાં બાલ્યાવસ્થા મારી ફૂલ વીણવાની નિર્દોષ અવસ્થા હતી. ગ્રીષ્મ ઋતુમાં મારું યૌવન હેલે ચઢયું હતું. બન્ને ઋતુઓ ક્ષણિક હતી. મનોહર વાદળાં જેમ પલકારામાં ચાલ્યાં જાય તેમ તે ચાલી ગઈ!

'અને પાનખર નિમિષમાત્રમાં બેઠી. ગાત્રોને થીજવતો ઠંડો પવન ફૂંકાયો. એણે કહ્યું કે આ વૃદ્ધાવસ્થા હતી. મનોહર પર્ણો ખરખર ખરવા લાગ્યાં અને તંદુરસ્ત ટટાર વૃક્ષોને દયાહીન વાયુએ નીચાં નમાવી દીધાં.

'અને....ભોગ તરસ્યાં ગાતાં પંખીઓ રાગમાં લુબ્ધ બની તરુવરો ઉપર બેસી રહ્યાં હતાં તે થીજી ગયાં, ઠૂંઠવાઈ ગયાં, નિશ્ચેષ્ટ થઈ ગયાં.'

આવી જ રીતે આ મર્મવેધી કાવ્ય આગળ ચાલ્યું જાય છે. આ કાવ્યમાં મને કાશ્મીરના આત્માનો ઇતિહાસ લાધે છે.

શ્રીનગર જાવ તો એના આત્માનું દર્શન કર્યા વગર પાછા ના આવશો એટલી મારી વિનંતિ. અને....કૃપા કરીને ત્યાં મુંબઈ, સુરત કે અમદાવાદ ના લઈ જશો એટલી તાજેકલમ ઉમેરું છું.

## ૨. ડલહાઉસી

**ગયા ઉનાળામાં** અમે બધાંએ જ્યારે ડલહાઉસી જવાનું નક્કી કર્યું ત્યારે કેટલાક મિત્રો પૂછવા લાગ્યા કે "કેમ એકદમ 'ફોરેન'નો વિચાર કર્યો?" મહામુસીબતે મારે તેમને ખાતરી આપવી પડી કે ડલહાઉસી ભારતમાં છે! હવે મને લાગે છે કે, મેં ભૂલ કરી. ડલહાઉસી 'ફોરેન' છે એવી માન્યતા ચાલુ રહી હોત તો થોડાઘણાઓને મન તો હું જરૂર 'ફોરેન' ગયો ગણાત!

હિલસ્ટેશનો ઉપર જવાનો મારા જેવા મધ્યમ વર્ગના માણસનો કુછંદ જોઈ એક મિત્ર વારંવાર છેડાઈ પડે છે. તેઓ કહે છે કે, "આવા ખોટા ખરચા કર્યા કરતાં જૂની મોટર બદલી નાખો."

એમની વાત હું સમજી શકતો નથી. એમ જો આપણે જૂની વસ્તુઓ બદલવા બેસીએ તો પાર ક્યાં આવે? જૂનાં માબાપ, જૂનાં પતિપત્ની, જૂનાં ભાઈબહેન, જૂનાં સંતાનો, જૂનાં મિત્રો—એ બધાં બદલવાનો આપણે કદી વિચાર કરતા નથી તો પછી ઘર, જોડા કે મોટર જેવી વસ્તુ શા સારુ બદલવી? વસ્તુ તરફ આપણે જો સ્નેહ

કેળવ્યો હોય તો આવા બદલવાના વિચારો કદી ન કરીએ. વળી, મોટર બદલવાથી મગજ બદલી શકાતું નથી, કદાચ બગડે છે; પરંતુ હિલસ્ટેશને જવાથી મગજ જરૂર તાજું થાય છે અને થોડું સુધરે પણ છે. નવી મોટર કરતાં તાજું મગજ એ વધારે ઇચ્છવા યોગ્ય વસ્તુ છે. અસ્તુ.

જવાની ઇચ્છા હતી દક્ષિણમાં અને જવાનું થયું ઉત્તરમાં, એ પણ લખ્યા લેખ. સ્વપ્ને પણ ડલહાઉસીનો ખ્યાલ નહોતો, ત્યાં એક મિત્રે તે નામનું સૂચન કર્યું. હિમાલયની વિશાળ ગોદમાં નિદ્રાધીન પડેલું ડલહાઉસી કેવું હશે તેની કલ્પનાએ અમે બધાં ચઢી ગયાં. અમદાવાદ સ્ટેશને વળી આટો મારતો હતો ત્યાં 'ડલહાઉસી' એ મથાળાનું નાનું સરખું પુસ્તક જોયું અને ખરીદ્યું. એમાંનું લખાણ વાંચી વધુ ઉશ્કેરાટ થયો. એમાં પંડિત જવાહરલાલજીના શબ્દો હતા કે:

'ભારતનાં સુંદરમાં સુંદર ગિરિસ્થળોમાંનું એક આ ડલહાઉસી છે, જેનાં હવા, પાણી, સૌંદર્ય અને આસપાસની રમણીયતા હૃદયને હરી લે છે. ખર્ચાળ, ફેશનિયાં અને બાહ્ય આડંબરવાળાં સ્થળોમાંનું એક એ બેશક નથી, પરંતુ એક ફક્ત કાશ્મીરને બાદ કરતાં જવાનું હું જો પસંદ કરું તો ડલહાઉસી જ.'

સૌંદર્યની ઊંડી પરખ ધરાવનાર પંડિતજીના શબ્દોએ મારા નિર્ણય ઉપર છેલ્લી મુદ્રા મારી દીધી. ટિકિટો લઈને હું ઘેર આવ્યો.

અમદાવાદથી પઠાણકોટ ઊતરી ડલહાઉસી જવા બસ પકડવી પડે છે. પચાસ માઈલ કાપતાં સાડા ત્રણ કલાક થાય છે, કારણ કે રસ્તો એકમાર્ગી હોવાથી અમુક મુકરર સમયે જ વટાવી શકાય છે. ચઢાણ વાંકુંચૂંકું અને વચ્ચે વચ્ચે આકરું ગણી શકાય એવું છે. બનીખેત મૂકો, પછી હિમાલયનો ઠંડો મીઠો અને મધુરો માતારશ્વા વહેવા માંડે છે. સૃષ્ટિ પલટાય છે અને મગજના તાર પણ બદલાય છે. પાંચ–પંદર મિનિટમાં તો બરફનું વિશ્વ છતું થાય છે—ઘડી દેખાય, ઘડી સંતાય એવી રીતે. આખરે હિમાલય પોતાનો ભવ્ય આલાપ શરૂ કરે છે અને હૃદયના પડપડમાંથી સૌંદર્યનો અનાહત ધ્વનિ સંભળાય છે. સૂરીલાં પંખીઓ તમને વધાવે છે. વનનો મસ્તાન વાયુ સુગંધી પુષ્પોનાં કોમળ રેણુ વેરતો તમારા તરફ પુરપાટ દોડે છે. ધૌલા-ધારની શ્વેત ગિરિમાળામાં વિરાજતું હિમાલયનું મનોહર શિખર મણિમહેશ તમારી દૃષ્ટિને આવરી લે છે. આખી સૃષ્ટિ જાણે આનંદસમાધિમાં પોઢી છે.

ડલહાઉસીની છબી ઊભી કરવી હોય તો ઘોડાની નાળ કલ્પો. નાળની અંદરનું જે અર્ધવર્તુલ તે બરફનાં શિખરો; વચ્ચેનો પોલો ભાગ તે અનેરાં તરુવરોથી ભરચક ખીણો; અને આ તરફ—હિમાલયની બરાબર સામે અને ખીણોના ખભે—તમને આખું દૃશ્ય ક્ષુદ્રતાનું વિસ્મરણ કરાવી ભવ્યતાથી છલોછલ ભરી દે એવું પ્રાણવાન છે.

સને ૧૮૫૧માં ભારતના ત્યારના હાકેમ લૉર્ડ ડલ-હાઉસીએ આ સ્થળની સ્થાપના કરી. ભારતનું વિભાગીકરણ

થયું ત્યાં સુધી ડલહાઉસી જાહોજલાલ હતું, પરંતુ સને ૧૯૪૭થી તેની પનોતી શરૂ થઈ! ધનિકોએ અને અમીરોએ પોતાની સ્થાવર મિલકતોનો વસવાટ છોડી દીધો. મુસલમાન અમીરો પાકિસ્તાન ચાલ્યા ગયા. હિંદુ નબીરાઓએ પંજાબ છોડી ઉત્તર પ્રદેશ વગેરે તરફ પ્રયાણ કર્યું. પંજાબ એક હતું તે બે બન્યું અને બિચારું ડલહાઉસી રડતું રડતું બેસી રહ્યું ! સરકારનું જે માનીતું તેને ત્યાં સરકારનો પડછાયો પણ રહ્યો નહિ; તે મરવા પડ્યું. મોટા મોટા બંગલાઓ પડીને પાધર થવા માંડ્યા. બજારોનાં બારણાં બંધ થવા માંડ્યાં. વસ્તી ઓસરવા માંડી અને પહેલાંની જાહોજલાલીને તથા વાઇસરૉયો અને ગવર્નરોની મહેફિલો, મિજબાનીઓ અને લેવીઓને યાદ કરતું, રડતું રડતું, ડૂસકાં ખાતું તે ઊંઘી ગયું.

રાજકારણમાં ગળાડૂબ ઊભેલા પરંતુ સૌંદર્યના રસમાં સદા ડૂબેલા આપણા વડાપ્રધાન જવાહરલાલજીને બચપણથી પરિચિત એવું પોતાનું પ્રિય સ્થાન એકાએક યાદ આવ્યું. એક રજામાં તેઓ ત્યાં દોડ્યા. કરમાઇને ખરી પડવાની તૈયારીમાં એક સુંદર ફૂલ હોય તેવું ડલહાઉસી જોઈ જવાહરલાલજીની આંખમાં પાણી આવી ગયાં. પોતાના પિતાની સાથે કિશોર અવસ્થામાં જે સ્થળે અનેક વાર આવીને કલ્લોલ કરેલા તેની કરુણ અવદશાથી તેમને આઘાત થયો. ડલહાઉસીના પુનરુત્થાનનો એમણે સંકલ્પ કર્યો. પંજાબ સરકારને એમણે લખી દીધું. કેન્દ્ર સરકારમાંથી મદદ મોકલી. મ્યુનિસિપાલિટીને પગભર કરી રસ્તાઓ વગેરેની મરામત કરાવવા તાબડતોબ સૂચનાઓ રવાના કરી. ડલહાઉસીની કાયાનો

પલટો થવા માંડ્યો. અને ૧૯૫૫માં તેની શતવર્ષી ઊજવાઈ. આજે ડલહાઉસીમાં ગાંધી લાયબ્રેરી, ગાંધી ચોક, સુભાષ ચોક, પટેલ પથ, મોતીલાલ નહેરૂ રસ્તો, લાલા લજપતરાય માર્ગ, સ્વામી દયાનંદ સરસ્વતી માર્ગ—એ બધું થઈ ગયું છે. સફરીજનો આવવા શરૂ થઈ ગયા છે અને બે-ત્રણ વરસમાં પેલું કરમાઈ ગયેલું ફૂલ ફરી પૂર બહારમાં ખીલી ઊઠશે એવી આશા બંધાઈ છે.

ડલહાઉસી આજે તો ઘણું જ સસ્તું છે. ખડી જેવું દૂધ તમને અમદાવાદ કરતાં સસ્તું મળશે. જીભે વળગે તેવી મીઠાઈ અને તાજું માખણ તમને નજીવા ભાવે મળશે.

રહેવાનો બંગલો તમને લગભગ મફત મળશે. ધોબી તમારાં કપડાં જાણે ફક્ત સ્નેહનો માર્યો જ ધોઈ આપશે. અનાજ સસ્તું છે, નોકર સસ્તા છે અને કુદરત તો પોતાની મનોહરતા ચારે હાથે વેરતી ઊભી છે. પાણીમાં તાજગી છે, હવામાં સ્વર્ગીયતા છે અને આ બધાં સાથે તમારી પૈસાની થેલીને સંપૂર્ણ રાહત છે.

પંજાબનું હોવા છતાં ત્યાં ગંદકીનું નામનિશાન નથી અને ગુજરાતીઓથી અજાણ્યું હોવાથી ત્યાં હજી ભુલેશ્વર થયું નથી.

ત્યાંથી વીસ માઈલ દૂર ખીણમાં, રાવી નદીના કાંઠે, ચાંબા નામનું પ્રાચીન નગર છે. ચાંબા તેનાં ચંપલ માટે મશહૂર છે. અગિયાર માઈલ દૂર ખજીઆર નામની સહેલગાહની જગા છે, જે સુંદર છે, અને પાંચ માઈલ દૂર કાળાટોપ-

નામની ઝાડીના ઝુંડમાં આવેલી બીજી એક સુંદર જગા છે, જ્યાં પિકનિક માટે સુગમતા છે.

ચાંબાની ખીણમાં વાઘ, રીંછ અને બીજાં રાની પશુઓ ઘણાં છે. શિકારીઓ એને સ્વર્ગ માને છે. નિર્દોષ પ્રાણીઓની ફક્ત હિંસા ખાતર હિંસા કરવી એને એ લોકો 'સ્પોર્ટ' કહે છે!

સંધ્યાના રંગો ત્યાં અભિસારિકાની માફક ત્વરાથી આવ-જા કરે છે. ચાંબાની ખીણના પહાડો ઉપરની વનરાજિમાં લાલ, પીળો અને વાદળી અનેક રૂપે દેખાય છે. પવન સાથે ખેલતાં પર્ણો હૃદયને નચાવે છે અને આથમતા સૂરજનાં કિરણો પહાડો ઉપર ચિત્રવિચિત્ર વિભ્રમો ઉત્પન્ન કરે છે. ચિત્રકારની પીંછી થાકી જાય એવું કામ છે. ટિબેટ તરફ પીઠવાળા મણિમહેશ પહાડ ઉપર જો આછો જાંબુડિયો હોય તો કાશ્મીર તરફ બરડો ફેરવેલા ભાદરવા પહાડ ઉપર આછો વાદળી હોય. પૂર્વ તરફ કુલુ અને કાંગરાની ધાર આગળ ભૂખરો હોય તો પશ્ચિમે રાવી નદીના ઊગમ આગળની ગિરિમાળા ઉપર બદામી અને લીલાનું કોઈ વિચિત્ર મિશ્રણ હોય. અને વૃક્ષોની વિવિધતા પણ અનંત દેખાય. ઓક, પાઈન, રોડોડેંડ્રોન, ચેસ્ટનટ, મેપલ, વૉલનટ, સ્પ્રુસ, શિરીષ, દેવદાર,........ગણતાં થાક લાગે; એ બધાં જુદી જુદી પ્રકૃતિનાં માણસો જાણે એક જ ઘરમાં હળીમળીને રહેતાં હોય તેવાં લાગે. કોઈ પણ પ્રકારના ઝઘડા વગર મૂંગાં મૂંગાં એકબીજાંની અગવડ-સગવડ સહી લેતાં હસતાં હસતાં બધાં સાથે રહે છે. પ્રસંગે એક ઝાડ ઉપરની વેલ બીજા

ઝાડ ઉપર પણ ભેગાભેગી વીંટાઈ જાય, પરંતુ કોઈ પણ જાતનાં વેરઝેર નહિ. હસવું એ જ એમનો ધર્મ; મૌન એ જ એમનું ભૂષણ. કોઈની ડાળે સમળી કે ગીધ પણ બેસે; કોઈની ડાળે બુલબુલ કે કોયલ પણ બેસે. કોઈને એમ નહિ કે ગીધથી હું અભડાઈ ગયું ને બુલબુલથી પાવન થઈ ગયું. સમદર્શી જ્ઞાની જનો જેવાં આ વૃક્ષો માનવજંતુને ઘણું શીખવે છે. એ ઝઘડાખોર જંતુને ડાહ્યું કરવા તો શું ડલહાઉસીનું નિર્માણ નહિ હોય!

બકરોટા પહાડ ઉપર જઈએ. ત્યાંથી બે દશ્યો—ભૂદશ્યો, બે સૃષ્ટિઓ—દેખાય છે: એક તરફ હિમાદ્રિ અને ચાંબાની ખીણ આપણે જોઈ ગયા તે; બીજી તરફ સૂર્ય ભગવાનના ઉગ્ર તાપથી તપી રહેલાં પંજાબનાં મેદાનો, જેમાં નરી આંખે બીઆસ, રાવી અને ચિનાબ એ ત્રણ પ્રૌઢ તરંગિણીઓ દેખાય. દૂરબીનની મદદથી લાહોર—અમૃતસર પણ જોઈ શકો. આખો વિસ્તાર વિશ્વના કર્તાની અનંતતાનો ચિતાર આપે. એ નદીઓ ઉપરથી પ્રાચીન ઋષિઓએ કહેલી ઋચાઓના પડઘા સાંભળી શકો. ત્યાં તમને વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ, કશ્યપ—એ મહર્ષિઓ બેઠેલા દેખાય અને એમની ઋચાઓના અધિષ્ઠાતા જેવા ભગવાન શંકરને તમે બીજી તરફ મણિમહેશના શિખર ઉપર સિદ્ધાસન વાળીને બેઠેલા જોઈ શકો. સૂર્યનું તેજોમય ભર્ગ સર્વત્ર વ્યાપેલું નિહાળી સચરાચરની એકાત્મતાનો નાદ જાગે. આવું ડલહાઉસી હિંદુ પ્રણાલિકાના આધાર વિના જોઈ શકાય જ નહિ. ધર્મની ભાવના વગર રસાસ્વાદનો અનુભવ અધૂરો રહે છે એવું હું વિનમ્રપણે માનું છું.

અંતે એ જ કે ડલહાઉસી સુંદર છે. બાહ્ય સૌંદર્ય જેટલું જ તેનું આંતર સૌંદર્ય છે. ત્યાં નગાધિરાજ છે. ઋગ્વેદના સમયની નદીઓ છે. ચાંબા જેવી પ્રાચીન નગરી છે. કેટલાક પુરાતત્ત્વવિદોએ માનેલું હાટકક્ષેત્ર પણ ચાંબાની નજીક છે. શંકરની ઉપાસનાની ભૂમિ કાંગરા તેની નજીક છે. અને નાગરો આની આસપાસના પ્રદેશમાંથી (હાટક ક્ષેત્રમાંથી) ગુજરાતમાં આવેલા એવી અર્ધસંભાવના, અર્ધ-કલ્પના સાથે વિરમું છું.

૩. દિલ્હી

**સને** ૧૯૨૯માં જ્યારે હું પહેલવહેલો દિલ્હી ગયો ત્યારે ગોખી મારેલો મોગલોનો ઇતિહાસ કંઠસ્થ હતો. એટલું જ નાહ પરંતુ સાથે સાથે હૃદના પડદે પડદે મોગલ શાહજાદીઓ અને બેગમો પણ ખેલતી હતી. ત્યારે હું લેખક નહોતો પણ કલ્પનાની કૂદંકૂદી તો એવી આજ દિન સુધી મેં અનુભવી નથી. નૂરજહાં અને મુમતાજમહાલ ભલે પડદાનશીન બેગમો હતી, પણ મારી આગળ કદી પડદો રાખતી નહોતી અને હું પણ—હું માનું છું ત્યાં સુધી—સુઘડ અને વિનીત હતો. મેં એમનો પડદો ખસેડવાની ધૃષ્ટતા કરી નહોતી. મને સંસ્કારી લેખી તેઓ પોતાના પડદા દૂર કરતી. શી ભવ્ય એમની અદા હતી! કેવી તેજસ્વી એમની કૂટડી આંખો હતી! આજે પણ એ સાંભરે છે.

દિલ્હીના સ્ટેશને ઊતરતાવેંત મારી કલ્પના મને છોડીને દોડવા લાગી. નૂરજહાં, મુમતાજમહાલ ઉર્ફે અર્જમંદબાનુ, જહાંગીર, શાહજહાં, ઇતિમાદ્-ઉદ્-દૌલા, અસફખાન, દારા શિકોહ, જહાંનારા, રોશનઆરા—એ બધાં દિલ્હીના આસમાનમાં મને આસાનીથી ફરતાં દેખાયાં. ત્યારે હું લેખક નહોતો, નીકર કલ્પનાના જોરે કેટલીયે નવલકથાઓ

ચીતરી નાખત. આજે લેખક બની બેઠો છું પણ કલ્પનાની પાંખોમાં જોર રહ્યું નથી, દિલમાં રંગ રહ્યો નથી. અકબર, અબુલ ફજલ, ફૈઝી, રાજા માનસિંગ, ટોડરમલ્લ, બીરબલ, ભગવાનદાસ—એ બધાને દીવાન-ઈ-ખાસમાં બેઠેલા હું જોતો અને તાનસેન મિયાંની ટોડી પણ સાંભળતો. જેસુઇટ પાદરીઓ, જૈન સૂરિઓ, પારસી મોબેદો અને હિંદુ ધર્માચાર્યોને ધર્મની ચર્ચા કરતા અકબરની સામે બેઠેલા જોતો. અકબર તેમને માનથી સાંભળતો અને આખરે પોતાના દીન-ઈ-ઇલાહી ધર્મની સ્થાપના કરવાના વિચારે આંખો મીંચી દેતો.

આંખો મેં મીંચેલી હતી અને ટાંગામાં બેઠેલા અમે ત્રણ-ચાર જણા ઊછળવા લાગ્યા એટલે આપોઆપ ખૂલી ગઈ.

એ દિલ્હી રાજેન્દ્રબાબુનું નહોતું, લૉર્ડ ઇર્વિનનું હતું; આપણું નહોતું, પારકું હતું. પણ એ તો દિલ્હીનો સ્વભાવ જ છે. એ કોઈનું થયું નથી. આજે પણ ક્યાં એ આપણું છે? સરકારી અમલદારોનું, તુમારોનું, ચકચકિત પટ્ટાવાળા ચપરાસીઓનું, ખેરખાંઓનું છે. પાંડવોએ ત્યાં ઇન્દ્રપ્રસ્થ સ્થાપ્યું ત્યારથી તે આજ સુધી દિલ્હીનો રુઆબ અમલદારીનો રહ્યો છે.

સને ૧૯૩૨માં બીજી વાર ગયો ત્યારે પણ દિલ્હી એનું એ હતું. ચેંબર ઓફ પ્રિન્સિસની બેઠકો મળની હતી. ચારેતરફ દોરદમામ, રોશની અને આકઝમાળ દેખાતાં હતાં. વાઇસરૉયનો વરઘોડો જોતાં દેવાધિદેવ ઇન્દ્રના દર્શન થતાં. અપ્સરાઓમાં અમલદારો અને સાફા બાંધેલા રાજાઓ હતા.

ત્યારે નવી દિલ્હીમાં રાજેન્દ્રબાબુ, જવાહરલાલજી કે પંતજીને રહેવાને ઓરડી પણ ના મળી શકે. ધોતિયું પહેરીને જતાં પગ ધ્રૂજી જાય. વિઠ્ઠલભાઈ ધોતિયું પહેરતા, પણ એ તો સ્પીકર થયા હતા ત્યારે. એ એક જ ધોતિયાવાળો એવો હતો કે જે પાટલૂનવાળા અંગ્રેજોને ધ્રુજાવી શકતો. વાઇસ-રૉયના આલિશાન રાજમહેલમાં એક દિવસ ધોતિયાવાળો રાષ્ટ્રપ્રમુખ બેસશે એવું કોઈ પણ ડાહ્યો ગણાતો માણસ ત્યારે માનતો નહોતો. રણછોડજીના મંદિરમાં જેમ પાટલૂન પહેરેલો જઈ ના શકે તેમ વાઇસરૉય સાહેબના નવા દિલ્હીમાં ધોતિયાવાળો જવાનો વિચાર સુધ્ધાં ના કરે! મને યાદ છે કે મારી સાથે ૧૯૩૨માં એક ધોતિયાવાળા ભાઈ હતા. તેમને એસેમ્બ્લી હૉલ આગળ એક અફસરે રોફથી રોકેલા. આખરે અમારી બંનેની પાસે સ્પીકરનો પાસ જોયો, એટલે પેલા અફસરના કચવાતે મને અને કરડી નજરે તેઓ આવી શકયા. ત્યારે પાટલૂનવાળાઓનું બહુ જોર હતું. આજે પાટલૂનનાં પુન પરવારી ગયાં છે!

દિલ્હીની જમીન ગોઝારી ગણાય છે. કુતુબમિનાર ઉપરથી એક પછી એક તેર નગરોનાં ખંડેરો બતાવવામાં આવે છે. પાંચ પાંચ હજાર વર્ષમાં જે જે રાજવંશો, રાજવીઓ, રાજપુરુષો રણસંગ્રામમાં યા રાજમહેલમાં અવગતે ગયા હશે તે તમામ દિલ્હીનાં દૂર દૂરનાં ખંડેરોમાં રાતના પહોરે ધૂમાધૂમ કરતા હશે.

માણસને જ્ઞાની થવા સારું ભાષણો કે ઉપદેશો આપ્યા કરતાં કુતુબમિનાર ઉપર ચઢાવી પેલાં ખંડેરો અને ટેકરાઓ

તરફ આંગળી બતાવવી એ વધારે અકસીર ઇલાજ છે. સ્વર્ગ અને નરક કોઈએ જોયાં નથી. ખંડેરો અને માટીનાં ઢેફાં સૌ જોઈ શકે છે. જ્ઞાનીનું જ્ઞાન જે ખોપરીમાં ભર્યું હશે તેને પણ માટીમાં જ વિરામ પામવાનું છે. દિલ્હી જોયા પછી જેને જ્ઞાન થતું નથી તેને બીજા કશાથી થતું નથી.

દિલ્હીમાં દારા શિકોહ જેવા જ્ઞાનીનું ખૂન કરવામાં આવ્યું. દિલ્હીમાં ગાંધીજી જેવા મહાત્માનું પણ ખૂન થયું. દિલ્હી ગોઝારું છે; મનુષ્યને જ્ઞાન આપવા ખાતર તે ગોઝારું બન્યું છે.

દિલ્હીને સ્થાને પાંડવોની રાજધાની ઇન્દ્રપ્રસ્થ હતું એવું કનિંગહામ અને બીજા ઘણા ઇતિહાસકારો માને છે. ઇંદ્રપ્રસ્થ 'ઓકલા' આગળ હતું કે લાલ કિલ્લાની જગાએ હતું કે કુતુબમિનારની દક્ષિણે હતું કે કયાં હતું એનો કશો પુરાવો નથી. ત્યાં કંઈ હતું. પાંડવોએ પાછીથી હસ્તિનાપુરમાં રાજધાની કરી, છતાં તે બીજી રાજધાની રહ્યું. પાંડવો પછી એકાદ હજાર વર્ષ સુધી તેમાં રાજધાની રહી. પાછી મૌર્યો અને ગુપ્તોના સમયથી ઇંદ્રપ્રસ્થ એક ગામડું જ રહ્યું અને પાટલીપુત્ર ભારતની રાજધાની બન્યું. ઇંદ્રપ્રસ્થને દિલ્હી નામ ક્યારથી મળ્યું તેની પાકી માહિતી કોઈને નથી.

ફાહીયાન અને હુએનસંગ જેવા ચીની મુસાફરો (ઇ. સ. ૬૦૦–૬૪૦) દિલ્હીનો ઉલ્લેખ કરતા નથી. મહંમદ ગઝનીને તેણે આકર્ષ્યો નથી. અલ-બ-રૂની દસમા સૈકામાં

ભારતમાં રહી ગયો, તેણે પણ દિલ્હીનો ઉલ્લેખ કર્યો નથી. કનોજ, મથુરા, થાણેશ્વર એ બધાંનો તેણે ઉલ્લેખ કર્યો છે એટલું જ નહિ પણ કનોજ, મીરત, પાણિપત વગેરે સ્થળોનો નિર્દેશ છે પણ દિલ્હીનું જાણે નામનિશાન નથી. મહંમદ ગઝનીએ મથુરા અને કનોજ લીધાં તેવી વાત મહંમદ ગઝનીનો ઇતિહાસકાર ઉતબી લખે છે. પણ દિલ્હી જેવી કોઈ જગાની તેણે નોંધ કરી નથી.

આ ઉપરથી એટલું જ કહી શકાય કે મહંમદ ગઝની ચઢી આવ્યો ત્યાં સુધી દિલ્હી ફક્ત એક સાધારણ ગામડું જ હશે. દિલ્હીની જગાએ જ ઇંદ્રપ્રસ્થ હતું તે વાત અકબરનો વજીર અબુલફઝલ નોંધે છે. તે એમ પણ નોંધે છે કે, ઇંદ્રપ્રસ્થ પુરાણા કિલ્લાની જગાએ હતું. દિલ્હીનો ઇતિહાસ રાજા અનંગપાળના વખતથી અગિયારમા સૈકાથી મળી આવે છે.

દિલ્હી દૂર છે. એ કહેવતનો મને ૧૯૪૭ના ઑગસ્ટ પછી કશો અર્થ રહ્યો નથી: દિલ્હી નજદીક થઈ ગયું છે, ઘણું નજદીક થઈ ગયું છે. ઇન્ડસ્ટ્રિઅલ પ્રદર્શન વખતે અમદાવાદનો લગભગ દરેક માણસ દિલ્હી જઈ આવ્યો હશે. પાસેના હેર કટિંગ સલૂનવાળા મારા વાળંદ મિત્રની મેં તપાસ કરાવી તો મને કહેવામાં આવ્યું કે પોતે દિલ્હી મશીનરી લેવા ગયા છે. જ્યારે તે પાછા આવ્યા ત્યારે બે–ત્રણ હેર કટિંગ મશીન (સંચા) લાવેલા. મને ઘણાઓ ત્યારે પૂછ્યા કરતા કે તમે પ્રદર્શન જોવા કેમ દિલ્હી જતા નથી? હું જુદાં જુદાં બહાનાં કાઢતો, પણ ખરી વાત એ

હતી કે મારી પાસે વધારાના પૈસા નહોતા વળી ડકડાઈનુ પ્રદર્શન કરવા સારુ દિલ્હી સુધી મારે જવાની જરૂર શી હતી ? ઘેર બેઠે પ્રદર્શન ભરી શકાય

એમ તો દસ–બાર વખત દિલ્હી ગયો હોઈશ, પણ મારી ફિકરના પૈસા મે કદી ખરચ્યા નથી, ખરચવા ઈચ્છા નથી મોકલે તો જવા તૈયાર છીએ, નીકર અમદાવાદમા સુખી છીએ દિલ્હી કરવેરા નાખનારાઓનુ ગામ છે એવા એવા કરવેરા ત્યાથી નખાશે કે માણસોની પાસે દિલ્હીની ફિકર તો બાજુએ રહી પણ સ્ટેશન જવા સારુ બસનુ ભાડુ પણ નહિ રહે !

પેશ્વાઓએ દિલ્હી લૂટયું હતુ અને રાજમહેલના છાપરાનુ રૂપુ ગળાવી રૂપિયા બનાવ્યા હતા એ પૈસાનુ શુ થયુ તે આપણે જાણતા નથી નાચગાન ને આતશબાજી થયા હશે ! એટલુ આપણે ચોક્કસ જાણીએ છીએ કે પેશ્વાઓએ દિલ્હી લઈને ભારત ગુમાવ્યુ આપણા કેટલાક મહારાષ્ટ્રી બધુઓ નાની નાની વાતોમા પડી રાષ્ટ્રીય મટી મહારાષ્ટ્રીય બની જાય છે ત્યારે પેશ્વા યાદ આવે છે પણ એમા એકલા મહારાષ્ટ્રી પેશ્વાઓનો વાક નથી, ગુજરાતી પેશ્વાઓ પણ ગાજ્યા જાય તેવા નથી ! બગાળ, બિહાર, પજાબ બધે જ છાપરુ ગળાવી નાખે તેવા પેશ્વાઓ છે હુ તો માનુ છુ કે રાજકારણમા ‘મહા’ શબ્દ જ લઘુતાનો વાચક છે

દિલ્હી એ ત્રાજવે. ને પચાસ દહાડા સુધી પ્રજાજનોને લૂટે તો અવારનવાર તેને લૂટાવુ પડે. દિલ્હી અનેક વાર લૂંટાયુ છે.

તૈમુરલંગ, મહંમદ ઘોરી, નાદિરશાહ, અબદલ્લિ, પેશ્વા આદિ સૌએ એને લૂંટ્યું એવી વાતો ઇતિહાસમાં નોંધાઈ છે. પણ દિલ્હીએ ભારતની જનતાને કેટકેટલા સૈકાથી કેટકેટલી લૂંટી છે તેની વાત કોઈએ નોંધી નથી! ફ્રેંચ મુસાફર બર્નિઅરે ખુલ્લા દિલે એક વાત સત્તરમા સૈકામાં લખી. તેણે કહ્યું કે મહેલો ને મસ્જિદો બાદ કરતાં દિલ્હી કંગાળ છે. માટીનાં ચણતર ને ઘાસનાં છાપરાંનાં ઘરો હતાં. ઈંટ અને ચૂનાનું નામોનિશાન નહોતું. રાજધાનીમાં અંધેર હતું. ઉમરાવો ફાવે તેમ કરતા ને ફાટ્યા ફાટ્યા ફરતા. ચારેતરફ લાંચ, રુશ્વત, અંધેર અને અનીતિ ફૂલ્યાં–ફાલ્યાં હતાં. આવું એ દિલ્હી આઠ–દસ દાયકાઓ પછી પેશ્વાઓએ જો લૂંટ્યું હતું તો તેમાં શું લૂંટવાનું હતું? અને આજે પણ, ભલે આપણા રાષ્ટ્રપતિ ભવ્ય રાજમહેલમાં રહેતા હોય, દિલ્હીમાં કશું લૂંટવા જેવું નથી.

દિલ્હીની ગલીઓમાં આજ પણ છસો–સાતસો વરસ અગાઉ થઈ ગયેલા કવિરાજ અમીર ખુશરુના શબ્દો કાને પડે છે. સાતસો વરસથી એ જીવતો છે. એની બાની લોકોના હૃદયમાં છે. અમીર ખુશરુનું ખંડેર થવાનું નથી. એની આરામગાહ પર દિલ્હીની ભાવભીની જનતા ફૂલોનાં આંસુ સારે છે. દૂર દૂરના ગામડિયાઓ પણ કવિની કબર પર પોતાની રોજીમાંથી બચાવી ખરીદેલાં ફૂલ સજળ નેત્રે મૂકે છે. બાદશાહોના પણ બાદશાહની એ કબર છે, અને તેના પર લેખ છે કે:

'સરસ્વતીનો શાહ અમીર ખુશરુ અહીં સૂતો છે. એના

શબ્દોની સરિતાને કાંઠે લાખ્ખો નહાયા છે અને હૃદયની તરસ છિપાવી બેઠા છે. આવું જળ નથી સ્વર્ગમાં, નથી બીજે. લોકહૃદયનો આ અદ્ભુત પોપટ બુલબુલને પણ લજાવે છે. એનું મૃત્યુ નથી.'

દિલ્હી જાવ તો અમીર ખુશરુની આરામગાહનાં દર્શને જજો. ત્યાં તમને સાચી શહાનશાહતની ઝાંખી થશે. તમારું હૃદય એની કબર ઉપરનું બુલબુલ બની જશે. તમે શાંતિ અને તૃપ્તિ પામશો. માટી અને પથ્થરનું દિલ્હી ભૂલી જશો. સ્થૂલ જાહોજલાલીને માટીનાં ઢેફાં ગણશો. વીસરેલો આત્મા જોતા થશો. વર્તમાનનો તમારો નશો ઊતરી જશે. ભૂતકાળની કલ્પનાઓ ઓસરી જશે. ભવિષ્યની આશા–દુરાશા ટળી જશે અને કવિહૃદયના સાતત્યમાં અમરતાના ઘૂટડા પીશો.

બે જ વસ્તુઓ દિલ્હીમાં અમર રહેશે :

(૧) અમીર ખુશરુની આરામગાહ.

(૨) ગાંધીજીની સમાધિ.

આ બે સિવાયનું બધુ જ માટીનાં ઢેફાં બની જશે, ન હતું થઈ જશે

**બચપણમાં** મુગલ ઇતિહાસ વાંચતો જાઉં ને દિલ્હી અને આગ્રા કલ્પનાસૃષ્ટિમાં રમ્યા કરે. ક્યારે એ શહેરો જોઉં, ક્યારે મુગલોના મહેલોમાં જઇને બેસું, ક્યારે એ બધા શહેનશાહો, બેગમો, શાહજાદાઓ અને શાહજાદીઓની ભૂતાવળના મરમર મરમર અવાજો સાંભળું, એ પ્રમાણે રોજ થયા કરતું. ઇતિહાસનો વર્ગ શરૂ થાય એટલે હૃદય થનથન નાચે. મુગલ ઇતિહાસ સાંભળવો અને વાંચવો એના જેવી મજા મારા બાળજીવનમાં મેં બીજી અનુભવી નથી.

ત્યારે મારા શિક્ષકના મોંએ હું તાજમહાલની કથા સાંભળતો. આગ્રા એટલે તાજ અને તાજ એટલે આગ્રા, એવું મગજમાં ઠસી ગયું હતું. તાજમહાલનાં ચિત્રો શોધી શોધીને જોયા કરતો. બાળમગજ હતું, દાંપત્યનો રસ સમજવાની શક્તિ નહોતી, પરંતુ શાહજહાનને રડતો હું જોયા કરતો અને એ રુદનમાં મારું રુદન પણ ભળી જતું. બાળકના હૃદયમાં જે સ્વાભાવિક સહૃદયતા અને કોમળતા હોય છે તેનું એ પરિણામ હતું.

મારે તાજમહાલ જોવા જવું છે એવું દાદીમાને હું કહ્યા કરતો, પણ મારું ગણિત ઘણું કાચું હોવાથી અને

૩૩ ટકા પાસ માર્કસની ચિંતા મને તથા વાલીઓને કોટે વળગેલી હોવાથી આગ્રા અને તાજમહાલ બાજુ ઉપર રહી જતાં અને ચક્રવૃદ્ધિ વ્યાજના દાખલાઓ રંગીલી કલ્પનાઓમાં પૂળો મૂકતા. ગણિત મારી સ્વાભાવિક રસવૃત્તિનો કચ્ચરઘાણ વાળતું, મારાં આશા ને ઉમંગના ભુક્કા કરી નાખતું. એના ભય અને ત્રાસથી મારું હૃદય છુંદાઈ ગયું. ગણિતના શિક્ષકો મને સાક્ષાત યમદૂતો જેવા લાગતા. લાકડાવાળાનું ગણિત મને ફાંસીના લાકડા જેવું લાગતું. ફાંસી તો એકવાર હોય પણ આ તો રોજની ફાંસી હતી!

રોજ હું ફાંસીએ ચઢતો અને બગલમાં તાજમહાલ સાથે રાખતો—એ મને બચાવી લેતો. ગણિત પછી ઇતિહાસનો વર્ગ રહેતો. એ મારું જીવતદાન હતું. એણે મારું વિદ્યાર્થીજીવન સહ્ય બનાવ્યું.

હું ઇંટરમાં આવ્યો ત્યારે તાજનાં સ્વપ્નાં તાજાં થયાં. પાંચ–સાત વરસથી દિલ અધીરું બન્યું હતું. વળી હું પુખ્ત ઉંમરનો હતો. શાહજહાનની વ્યથા સમજવા ઉંમરે મને સહકાર આપ્યો હતો. મુમતાજ જેમ શાહજહાનની પ્રિયતમા હતી તેમ મારા જેવા યુવાનોની પણ શું સ્નેહરાણી નહોતી? અમે બધા કોલેજમાં ભણતા હતા અને કોમળ લાગણીઓના સંચાર અનુભવતા હતા. સ્નેહની વ્યથા કલ્પનાની બહાર નહોતી.

થોડાઘણા પૈસા બચાવી–સાટીને અમે ત્રણ–ચાર સ્નેહીઓએ દિલ્હી–આગ્રાની મુસાફરી ખેડી. ગાડી છુકછુક

બોલતી હતી; હું તાજ તાજ તાજ સાંભળતો હતો. ટ્રેનમાં અમે પત્તાં રમતા ત્યારે જેટલી રાણીઓ મને મળતી તેટલો મને ઉમંગ રહેતો. એમાં મુમતાજમહાલ કઈ એના વિચારમાં હું પડી જતો. કાળીની રાણી મને સદાય નૂરજહાં લાગી છે. લાલની રાણીને મુમતાજ માની છે. ચોકડી એ જહાંનારા ને ફુલ્લી એ રોશનઆરા. ગંજીપાનાં ચિત્રોમાં મારે મન મુગલાઈનો ઇતિહાસ ભર્યો છે.

સને ૧૯૨૯માં મેં આગ્રા પહેલવહેલું જોયું. નાચતે હૈયે અમે બધા સ્ટેશને ઊતર્યા. પ્લેટફૉર્મ ઉપર મને લેવા માટે શું મુમતાજ આવી હશે ? આશામાં ને આશામાં હું એક છેડાથી બીજા છેડા સુધી પ્લેટફૉર્મ જોયા કરતો. ના, તે નહોતી આવી. ક્યાંથી આવે ? એ તો બિચારી પોતાની આરામગાહમાં ત્રણસો વર્ષથી સૂતી છે.; મારે ત્યાં જવું જોઈએ. મારે એની કબર આગળ કદમબોસી કરવી જોઈએ. એ મારી રાહ જુએ છે. એ ઊઠી શકતી નથી.

ટાંગામાં બેઠા. ટાંગો ચાલ્યો. આ આગ્રા ! આ મુગલોની એક વખતની રાજધાની ! સમય ! તું આવો કંગાલ ને ચીંથરેહાલ બની ગયો છે ! સમય ! તું આત્મભાન વીસરી ગયો છે કે તું ઊંઘમાં છે ? ચારેતરફ જીર્ણતા, દરિદ્રતા, દીનતા. સમય ! તું મૂર્છિત છે. સૌંદર્ય ! તું ધરતીના પેટાળમાં કાં તો સમાઈ ગયું છે કે આકાશના ઘુમ્મટમાં ઊડી ગયું છે. ઇતિહાસ ! તેં જૂઠી સાક્ષી પૂરી છે. મુગલાઈ ! તારો મણિ ક્યાં છે ? કે તે ફૂટી ગયો ? તો તેની વેરાયલી કણીઓ ક્યાં ? ક્યાં છે, એક નાનીસરખી રજકણ પણ ક્યાં છે ?

વિષાદનાં વાદળાંમાંથી રસ્તો કાઢતો અમારો ટાંગો એક બંગાળી હૉટેલમાં પહોંચી ગયો. હૃદયમાં રડારોળ હતી. નિરુત્સાહથી ગાત્રો ટાઢાં પડી ગયાં હતાં.

આગ્રા કંગાલ, રડતું, દીન કોઈ ભિખારુ હતું. થાક્યો–પાક્યો હું પથારીમાં પડ્યો. માકણ અને ચાંચડ મારી આગતાસ્વાગતા કરતા હતા. અડધી તૂટેલીફૂટેલી સીલિંગમાંથી ઊંદરડાઓની કૂદંકૂદા થતી હતી. દૂરથી કોઈ મીઠો અવાજ સંભળાવા લાગ્યો. અવાજ વિસ્તરતો ગયો, માધુર્ય ઊભરાતું ગયું. દર્દ ઠૂમરીમાં હતું. હું જરૂર માનું છું કે એ ગાન મુમતાજનું હતું. હું ઊંઘી ગયો.

વહેલા ઊઠવાની ટેવ નહિ છતાં વહેલો ઊઠ્યો. બારીમાંથી મેં આગ્રા જોયું. આગ્રા શહેર નહોતું, સ્મશાન હતું, કબ્રસ્તાન હતું. હું કબ્રસ્તાનમાં સૂતો હતો. પંખીઓ પણ સાંભળ્યાં નહિ. બે–ત્રણ મરેલાં કે મરવા પડેલાં ઝાડ યાદ છે. મુમતાજનો શોક ત્રણસો વર્ષથી એવો ને એવો જાણે આખું આગ્રા પાળી રહ્યું ના હોય! કવાલી, ઠૂમરી અને કબર એ ત્રણ એટલે આગ્રા. ત્યાં જે વસતી છે તે બધી કબરોની ભૂતાવળ છે. હું તો માણસો નહિ, ભૂત જોતો હતો. દિલ્હી પણ ભૂતાવળથી ઠસોકસ ભરેલું છે. ફરી કહું કે દિલ્હી અને આગ્રા ભૂતોની નગરીઓ છે.

ટાંગો ઊપડ્યો. કંગાળ લત્તાઓમાંથી જમના નદીને કાંઠે અમે આવી પહોંચ્યા અને થોડીવારે સ્વચ્છ આકાશમાં જાણે શુભ્રતા વ્યાપી હોય એવો, આંખને ઠારે તેવો ઘુમ્મટ જોયો. ટાંગો રંગમાં આવી ગયા.

અને મેં તાજનાં દર્શન કર્યાં. એની આભાથી હું અંજાઈ ગયો. એના મનોહર ઘુમ્મટનો કંદોરો અપ્સરાની કટિ જેવો છે. એ ઘુમ્મટનો ઉઠાવ, ઘેરાવ અને અંતિમ સંકેલ એ ત્રણેમાં સ્રીની, યૌવન, પ્રૌઢત્વ અને વૃદ્ધત્વ એ ત્રણે દશાઓનો પૂર્ણ સંકેત કલાકારની પ્રતિભાએ રજૂ કર્યો છે. તાજના ઘુમ્મટની આગળ વિનસ-દ-મિલોની સ્થૂળ પ્રતિમા ઝાંખીઝબ લાગે છે. ગ્રીકો સારા સ્થપતિઓ હતા, પરંતુ સૌંદર્યનું સાંકેતિક દર્શન કરાવી શકવાની તાકાત એમની સ્થૂળ કલ્પનામાં નહોતી.

તાજ એ હિંદુ સ્થાપત્યનું શિખર છે. એ સ્થાપત્ય અરબી (સેરાસિનિક), ઈરાની કે તુર્કી એકે નથી. એના પાંચ ઘુમ્મટોનું વિધાન હિંદુ સ્થાપત્યના 'પંચરત્ન'ના સિદ્ધાંતને અનુસાર છે. તાજના ઘુમ્મટનું વિધાન હુમાયુની કબરને અનુસરતું નથી, પરંતુ જાવામાં 'પ્રેમબાણ'નું જે ૧૧મા સૈકાનું મંદિર છે તેના ઘુમ્મટને અનુસરીને છે. 'પંચરત્ન'નો સિદ્ધાંત હિંદુ સ્થાપત્યનો છે અને બૌદ્ધ વિહારોમાં એ સિદ્ધાંત નજરે પડે છે. પંચરત્નના સિદ્ધાંત પાછળ શિવની પંચલિંગી ભાવના છે. તે પાંચ લિંગ તે પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ.

સ્થાપત્ય ઉપર લખવાનો મારો અધિકાર ફક્ત માગી લીધેલો છે. ફર્ગ્યુસન અને હેવેલ વાંચીને ઉપરની નોંધ મેં કરી છે. એ સિદ્ધાંતો બરાબર છે કે નહિ તે કહેવાનો અધિકાર મને છે નહિ.

તાજનું સૌંદર્ય એના વિધાન ઉપરાંત એના વાતાવરણમાં

અને એની પાછળના ઇતિહાસમાં રહેલું છે. યમુના નદી અને શાહજહાનની પ્રેમલક્ષણા ભક્તિ એ. એના સંયોગથી સ્થાપત્યમાં જીવ ઉપરાંત વાચા આવી છે. તાજ એ આરસનું કાવ્ય નથી, હૃદયનો આરસ છે. કલાકારે શાહજહાંની રગેરગમાં ઊતરીને પોતાનું સંવિધાન કર્યું છે.

એના બુરજમાંથી હું દાખલ થયો ત્યારે નાડીઓ નાચવા લાગી, રોમરોમ કંપ થયો, પ્રેમથી ઊભરાતી અર્જમંદબાનુ બેગમને–મુમતાજને–મેં તાજના ગર્ભદ્વારે ઊભેલી જોઈ. એના સ્થૂળ દર્શનથી હું કૃતકૃત્ય થયો. યૌવનનો વિલાસ મારી રસવૃત્તિને આકર્ષવા મથી રહ્યો હતો, પરંતુ એ રસવૃત્તિ સ્થૂળની સીમા વટાવી ગઈ હતી. મુમતાજની આંખોની વાચા મને મુગ્ધ કરતી હતી, હૃદયના ઉન્માદને શરમાવતી હતી અને સૂક્ષ્મ રતિની વણખીલી ઉષાનું દર્શન કરાવતી હતી. એ અનુભવ આજે સત્તાવીસ વસંતો વીતી ગઈ છતાં હું વ્યક્ત કરી શકતો નથી. પ્રેમ એ કોઈ દિવ્ય અનુભવ છે એટલું જ કહીને અટકું છું.

કલાકો સુધી તાજમાં બેઠો. વહેતી યમુનાને પણ જોયા કરી. દૂરના રાજમહેલમાં બેઠેલા શાહજહાનને પ્રિયાની કબર ઉપર આંસુ સારતો એકલવાઈ સંધ્યામાં કરમાતો હું કલ્પતો હતો.

આગ્રા મરેલું છે પણ એનું સ્થાપત્ય જીવતું છે. મરી ગયેલું ફતેહપુરસિક્રિ પણ ભવ્ય છે. મૃત્યુની ભવ્યતા કંઈ ઓછી હોતી નથી. સિકંદરામાં અકબરની કબર છે. જેનું જીવન ભવ્ય હોય તેની કબર પણ ભવ્ય હોવી જોઈએ

એવો આગ્રહ ના હોવો જોઈએ. નેપોલિયનની કબર–પેરિસની 'આંવલી'–મને ભવ્ય લાગી નથી. પરંતુ જહાંગીરના અને નૂરજહાંના પિતા ઇતિમાદ–ઉદ્–દૌલાની આગ્રામાં આવેલી કબર અને તેના ઉપરની ઇમારત ભવ્યતાનું સુંદર ઉદાહરણ છે. ઇતિમાદ ઉદ્–દૌલા બાબતમાં કશું ભવ્ય હોવાનું નોંધાયું નથી એટલા કારણે એ ઇમારતમાં સ્થાપત્યની શ્રેષ્ઠતા સિવાય આપણને બીજા કશાનું દર્શન થતું નથી.

આગ્રા જોતાં દુઃખ થાય, પણ ધરાવાય નહિ. આગ્રાને આંસુની નગરી કહી શકાય. તાજમાં આંસુ છે. ફત્તેહપુર-સિક્રિમાં આંસુ છે, સિકંદરામાં આવેલી અકબરની કબરમાં આંસુ છે, કેમ કે જાટ લોકોએ એકવાર તેને તોડફોડી ખોદીને અકબરનાં અસ્થિને અગ્નિદાહ દીધાનું ઇતિહાસમાં નોંધાયું છે! જીવનમાં જે કદાપિ પરાજય પામ્યો નહોતો એવો મહાન સમ્રાટ અકબર મૃત્યુમાં નિરાધાર બન્યો!

## ૫. લખનઉ

**લખનઉ** કોણે વસાવ્યું તેની ઐતિહાસિક માહિતી નથી, પરંતુ લક્ષ્મણપુર ઉપરથી લખનઉ થયું હોવાનું ઇતિહાસવાળાઓ કહે છે. લક્ષ્મણપુર નામમાં જરા પણ ઝમક નથી. લક્ષ્મણજી રામના ભાઈ થાય તેથી નામ પણ સારું ગણાય એવું માનવાને કારણ નથી. સારું થયું કે લક્ષ્મણ-પુરનું લખનઉ થયું. લખનઉ શબ્દની રોનક, એનો ઘડકો, એનો ધ્વનિ, ખરેખર મોહક છે—બીજા કોઈ કારણે નહિ તો એ નામની ખાતર પણ ત્યાં જવાનું મન થઈ જાય. ત્યાં ગયા પછી ચારને બદલે આઠ દિવસ રોકાવાની ઇચ્છા થાય એવું આ નગર મુસ્લિમ સંસ્કૃતિનું સુંદર ઉદાહરણ છે.

લખનઉ એટલે ઘૂંટેલો આનંદ, વિવેક અને વિનયની પરાકાષ્ઠા, લચ્છેદાર ઉર્દૂની રેલમછેલ, પાનપટ્ટી અને મગજ બહેલાવી નાખે તેવો જરદો, ટીકીયાં અને શાહી ટુકડા. બીરીયાની તો લખનૌની જ. તે ખાઈને બે પાન જમાવી દો તો દુનિયા વીસરી જાવ અને બેહેસ્તમાં વિચરો. એની મહેફિલ, એની શાયરી, એની નવાબી રીતરસમ, એના નજાકતથી ભરેલા 'આદાબઅર્જ' અને એવા તેવા લચ્છેદાર ઉર્દૂ શબ્દો, જોતજોતામાં આપણને નવાબ નહિ તો નવાબના

દિલોજાન દોસ્ત જેવા તો કરી મૂકે. ઉનાળાની મોસમમાં કોઈ જૂના નવાબી કુટુંબની મહેમાનગીરી ચાખવાનું નસીબ જો મળ્યું હોય તો ગુલાબની સુગંધવાળી દશેરી કેરીનો મિષ્ટ રસ દિલ બહેલાવી નાખે. 'અજી ક્યા બાત, ક્યા બાત' કરતા, કોમળતાથી કેરી ચૂસતા લખનઉવાસીઓ જોયા હોય તો આપણને જરૂર થાય કે ખરેખર ઈશ્વરની દુનિયામાં રસ તો જરૂર છે.

લખનઉ ગયા છો ? ના ગયા હો તો જરૂર જજો. ત્યાંના રસ્તા વિશાળ છે. ત્યાંની ઇમારતો રોનકદાર છે. તમે શોખીન જીવડા નહિ હો તો તમને ફેરો પડશે. તમે અન્નરસાસ્વાદી નહિ હો તો લખનઉની નવાબી સંસ્કૃતિનું ભીતર તમે પૂરેપૂરું પામી શકશો નહિ. લખનઉની સંસ્કૃતિ એટલે ઓછામાં ઓછા ત્રીસ ટકા ખાદ્યપદાર્થો છે. ઉર્દૂ નહિ જાણતા હો તો અડધી મજાહ મારી જશે. તમે ધાર્મિક ભલે હો, પરંતુ એકલા ધર્મિષ્ઠ જ હો તો મથુરા ઊતરી જજો કે બનારસ જતા રહેજો. તમે કરકસરિયા હો તો લખનઉમાં બીજું કાંઈ નહિ તો 'લયલા કી હડ્ડી' પૂરતું ખરચ તો જરૂર કરજો. શું સરસ નામ છે! લયલાકી હડ્ડી! તમે ગુજરાતી હિંદુ હોવાથી સંભ્રમમાં મુકાવાના. લયલા તો તમને ગમે, પણ એની હડ્ડી!

હજરતગંજ અને અમીનાબાગમાં 'લયલા કી હડ્ડી', 'લયલા કી હડ્ડી' મનમાં ગોખતા ગોખતા આમતેમ જોતા તમે ચાલ્યા જતા હશો ત્યાં બાજુમાંથી કોઈનો વિવેકથી નીતરતો અવાજ સંભળાશે : 'લયલા કી હડ્ડી, જનાબે અલિ !'

તમે તીરછી આંખે જોશો. એક કાકડી વેચનારો ઊભો હશે! તમે તેના તરફ જિજ્ઞાસાથી જોઈ રહ્યા હશો. તે ઝૂકીને તમને આવકાર આપશે. 'અજી, બઢિયા ચીજ હૈ' એમ કહીને એક સુકોમળ કાકડી તમને ધરશે. તમારી આશાના કિલ્લા તૂટી પડશે. તમારી હા–ના સાંભળ્યા પહેલાં પેલો તમારા હાથમાં કાકડી મૂકી દેશે. તમે બેચાર આનાની થોડી સુકોમળ કાકડીઓ લઈ ઊભા હશો ત્યાં તો બીજા કેટલાયે 'લયલા કી હડ્ડી' લેવા આવી પહોંચ્યા હશે. તેઓ 'લયલા કી હડ્ડી' ખાવા માંડશે; તમે પણ ખાવા માંડશો. તમારી કલ્પનાની લયલા કરતાં આ લયલા જરા પણ ઊતરતી નહિ લાગે.

આપણા સાક્ષરો સંસ્કૃતના સંસ્કારવાળું ગુજરાતી નથી બોલી શકતા; પરંતુ લખનઉના ટાંગાવાળાઓ ફારસીના સંસ્કારવાળું ઉર્દૂ બોલી શકે છે. લખનઉના ટાંગાવાળાઓ સાક્ષર છે. જૂની ઢબનો કોઈ ટાંગાવાળો જુઓ તો ફક્કડ કુડતું પહેરેલો, કાનમાં અત્તરનાં પૂમડાં ઘાલેલો અને ગજવામાંથી બદામ, તથા પિસ્તાં કહાડી ઘરાકને વિવેકથી આપી ખુશ કરનારો તરત ઓળખાઈ આવશે. એને તથા એના જેવા ઘણા ટાંગાવાળાઓને પૂછશો તો કહેશે કે, 'જનાબ મેં વાજીદ-અલી શાહ કે ખાનદાનમેં પયદા હુવા હું.' વાજીદઅલી શાહ લખનઉનો ખરો મોજીલો છેલ્લો નવાબ હતો. ઘણો વિલાસી હતો અને નીતિભ્રષ્ટ હતો એટલે આપણે એને યાદ કરવો ના જોઈએ. એનો વંશવિસ્તાર મોટો હતો. સારંગીવાળાઓ, ટાંગાવાળાઓ, તબલાવાળાઓ—ઘણાઓનો એ પૂર્વજ હોઈ શકે.

લખનઉમાં ખરચા ભારે. લખનઉમાં ખિસ્સાં સાધારણ રીતે ખાલી રહ્યા કરે છે. લખનઉની બનાવટવાળાં કુડતાને ખિસ્સાં રખાતાં નથી તેનું કારણ એમ ઘટાવી શકાય કે ખિસ્સાંની શી જરૂર છે? એમાં ક્યાં કંઈ મૂકવાનું છે? લખનઉમાં ફાજલ નાણું કોઈની પાસે હોતું નથી; હોય છે તો અત્તર, ગાલીચા, શેરવાણી, મોજડી વગેરેમાં તેનું પરિવર્તન થઈ જાય છે. લખનઉ ભોગની નગરી છે. સંસાર ભોગને અર્થે છે, પૈસો ભોગને અર્થે છે, પોતે જ ભોગને અર્થે છીએ, એવું લખનઉગરો માને છે; અને માને છે તે પ્રમાણે જીવે છે. ગુજરાતમાં સુરત તરફ આવી માન્યતા કંઈક છે ખરી, પણ સુરતીના ભોગવિલાસ ખાવાપીવામાં જ પરિસમાપ્ત થાય છે.

લખનઉવાળો મામૂલી કપડાં નહિ પહેરે. એનાં કપડાં ઉપરથી, મારી અમદાવાદી રીતે, જો મારે તેની આમદનો અંદાજ કહાડવાનો હોય તો વરસે લાખની આમદાની મૂકું. મેં જોયું છે કે એ બધાઓમાંથી ભાગ્યે જ કોઈની આવક વરસે પાંચ–સાત હજાર કરતાં વધુ હોય છે. લખનઉમાં જે બધી બેંકો છે તેમાં ઉધારનાં પાસાં જ ભરેલાં હશે. લખનઉનો જીવડો આર્થિક પ્લાનિંગમાં શ્રદ્ધા ધરાવતો નથી. જિંદગી ચાર દહાડાનું ચાંદરણું છે, એનો ભરૂંસો નથી, ખાવ, પીઓ અને મોજ કરો! પૈસાદાર થવા કરતાં જિંદગીદાર થાવ. દસ હજારનું બેંકબેલન્સ રાખો તેના કરતાં ચાર હજારના ગાલીચા, બે હજારનું અત્તર, બે હજારનું રેડિયોગ્રામ અને બાકીના બે હજાર સૂટ, કુડતાં, મોજડી અને થર્મોસ, કેમેરા વગેરેમાં નાખ્યા હોય તો શા ખોટા?

—એવું તે માને છે મહિને બે હજારની આવકવાળો ત્યાં ફૉર્ડ ટેનમાં કે ખખરેલી ફીઆટમા બેસતો નથી, ડૉજ અને ડીસોટોમા જ બેસે છે ગુજરાતમા આવું સાહસ કોઈ માણસ સ્વપ્નામા પણ ના કરે અમદાવાદમા ઓછામા ઓછી પાચ લાખની મૂડી થયા પછી જ માણસ પોતાના પગને ગહત આપે છે ઈશ્વરની શી અજોડ કૃતિઓ ! એક તરફ લખનઉગરો, બીજી તરફ અમદાવાદી ! લખનઉગરો કહે છે કે જીવન ચચળ છે; અમદાવાદી કહે છે કે પૈસો ચંચળ છે કોણ ખરૂ ?

લખનઉની નવાબી રસમો તે જમાનાના અંગ્રેજી વેપારીઓ અને અમલદારોએ પણ અપનાવેલી એનું અચ્છુ બયાન 'Bygone Days in India' નામના આજે અલભ્ય બનેલા પુસ્તકમાથી વાચતા ખૂબ રસ પડે તેમ છે અસફ-ઉદ્-દૌલાનો દરબાર મોગલ દરબાર કરતા પણ વધારે દબદબા ભરેલો હતો અંગ્રેજ લેખક દેવર પોતાના પૂર્વગામી લેખકના શબ્દો ઉતારે છે : 'દરબારમાં તો જાહોજલાલીની છોળો હતી, પણ લખનઉની શેરીઓમા વિકરાળ ગરીબાઈ મો ફાડીને બેઠી હતી'

અસફ મરી ગયો પછી તિજોરીનું તળિયું દેખાઈ ગયું. એ ગાદી ઉપર આવ્યો ત્યારે ચાળીસ કરોડ સોના મહોરો હતી એણે ઈમામબારા બાધ્યું. એણે રૂમી દરવાજો બાધ્યો એના પછીનો નવાબ સાદત તદ્દન કડકો હતો. એણે અંગ્રેજોને અડધું ગજ્ય વેચી નાણું ઊભું કર્યું. છેલ્લો નવાબ વાજીદઅલી, જેણે કેસરબાગ મહેલ બાંધ્યો, એણે

આખી જિંદગી સુધી સારંગી અને તબલાં બજાવ્યાં, પાન-પટીઓ ચાવી, શરાબ પીધા, અને ખૂબ અમનચમન કર્યાં.

લખનઉના પ્રજાજીવનમાં ભોગવિલાસના વધારે પડતા સંસ્કારોનું કારણ આ બધા નવાબો છે—અમદાવાદમાં મજખીચૂસાઈના વધારે પડતા સંસ્કારોનું કારણ જેમ ખાંધાંનો તથા વ્યાજવટાઉનો જૂનો ધંધો છે તેવી રીતે. પ્રજાજીવનમાં એની પૂર્વગામી પેઢીઓ પૂરેપૂરો ભાગ ભજવે છે.

લખનઉ બાબતમાં તેના એક નવાબે કહ્યું :

'લખનૌ હમ પર ફિદા
હૈ હમ ફિદાએ લખનૌ.'

લખનઉની બાબતમાં આ કવન ઘણું સાચું છે.

## ૬. હરદ્વાર

હરદ્વારનું મને પહેલું દર્શન સને ૧૯૩૨માં થયેલું. ધર્મભાવનાને નામે તો ઉધાર પાસું જ હતું અને બધું 'હંબગ' છે એવું ભૂત મગજમાં ભરાઈ પેઠું હતું. કૉલેજમાંથી તાળે જ પાસ થનાર હું ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પાંચ ટકા જ્ઞાન અને પંચાણુ ટકા અજ્ઞાન સાથે ડિગ્રી પામેલો. ધર્મની સમજશક્તિ તો અત્યારે પણ કાચી છે, પણ ત્યારે તો મગજનાં બારણાં જ બંધ હતાં અને નાકનું ટીચકું ચડાવી બધું જ 'હંબગ' છે એવા ભાવથી હું એક મિત્રની સાથે માત્ર કુતૂહલથી હરદ્વાર ગયેલો.

પામબીચનો મુંબઈગરો સૂટ, માથે સોલા હેટ અને ક્રૉકોડાઇલ લેધરનાં અફલાતૂન શૂઝ, ટાઈ પણ ફાંકડી—એવાં તેવાં છોગાં મારી તે કાળની હરદ્વારની છબીમાં આજ હું જોઉં છું ત્યારે લહેર આવે છે.

ત્યારે મેં હરદ્વાર જોયું નહિ: છટ છટ કરતી મારી તોછડાઈનું પ્રદર્શન કરાવતો કશું જોયા કે વિચાર્યા વગર ગયો તેવો પાછો આવ્યો. ઝાંખી ઝાંખી કેટલીક છબીઓ યાદ આવે છે, જેનો કશો અનુક્રમ નથી: અસંખ્ય માણસો 'હરકી પાવડી' ઉપર સ્નાન કરે છે; બજારમાં રબડી ખાતાં

સ્ત્રીપુરુષો દેખાય છે; ગંગાને કિનારે બાવાઓ અડ્ડા જમાવીને બેઠા છે, ભજનો સંભળાય છે, ઘોઘાટનો સુમાર નથી; મંદિરોમા વારંવાર ઘંટનાદ સંભળાય છે, માણસો ઊથલી પડે તેવા ટાગા દોડધામ કરે છે બસ, આવા આવા તદ્દન ઝાંખાં ચિત્રો સિવાય કશું જ ઊપસી આવતું નથી ગંગા પણ નદી જેવી નદી હતી, મોટી હતી એટલું જ.

પહેલી મુસાફરી આમ આલી ગઈ હરદ્વાર જોયું હતું જ કોને ? જોવાની દૃષ્ટિ જ ક્યાં હતી ? તાળું મારેલા મગજથી ગયો હતો અને તાળાની ચાવી ક્યા હતી તેની ગમ હતી નહિ બે કલાક આમ તેમ ઘૂમાઘૂમ કરી સિનેમા જોવાનું મન થયું હતું !

એ વાતને બાર વરસના વહાણા વાયાં પછી અને ૧૯૪૪મા હુ બીજી વાર હરદ્વાર ગયો સાથે બે-ત્રણ સ્નેહીજનો હતા તે વખતે મગજનું તાળું ખૂલ્યું હતું. ધર્મ અને સસ્કૃતિનો આસ્વાદ કરવાની વૃત્તિ જાગી હતી મગજ ભલે તર્કાભિમુખ હતુ, પરતુ હૃદય રસાભિમુખ બન્યું હતું ૧૯૪૪નુ એ હરદ્વાર મારા હૃદયના દ્વાર સુધી પહોચી ગયું હરદ્વાર બદલાયુ નહોતુ, મારી દૃષ્ટિ બદલાઈ હતી. ગંગાના પ્રવાહમા હું ભારતની સસ્કૃતિનો પ્રવાહ જોતો હતો દૂરના પહાડોમા હુ હિંદુધર્મની નક્કરતા જોતો હતો. ગગાના જલતરગમા મને ઓકારનો ધ્વનિ સભળાતો હતો અને ત્યાના દર્શનની અનતતાનુ હુ પાન કરતો હતો. મને લાગે છે કે હું સહૃદય બન્યો હતો, શ્રદ્ધાળુ બન્યો નહોતો.

સ્નેહીજનોની સાથે મેં સાધુઓના અખાડાઓ જોયા. અનેક પ્રકારના સાધુઓને હું મળ્યો. કેટલીક યોગિનીઓને પણ શોધી કાઢી: એમનાં જીવન, એમની મસ્તી, એમની નાનીમોટી ખાસિયતો, એ બધાંની માહિતી મેળવવામાં મને રસ પડ્યો. એવા એક સાધુની વાત મારા 'રસનંદા' નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થઈ છે. યોગની અગાધ શકિતનો ખ્યાલ મને ત્યારે આવ્યા; એ બધી વાતો 'હંબગ' નથી એવી ખાતરી મને ત્યારે થઈ.

હરદ્વારથી બે–ચાર માઈલ દૂર જે કેટલીક 'શાંભવ યોગિનીઓ'ને હું મળ્યો તેમની નાનમસ્તીની ઊંડી છાપ મારા મગજ ઉપર પડી ગઈ.

હરદ્વારમાં ધર્મ છે કે નહિ અને છે તો કેટલો છે, કેવા પ્રકારનો છે, તે ઉપર મારે કશું કહેવું નથી. હું એટલું જ કહી શકું કે હરદ્વારમાં આપણા હૃદયને સતેજ કરવાની શકિત છે. ધર્મ કાંઈ એકલી નિષેધાત્મક નીતિમાં જ સમાયો નથી—હિંદુ ધર્મ તો ખાસ કરીને નિષેધાત્મક નીતિનો પક્ષપાતી નથી જ—પરંતુ એની રસિકતાથી એ ટકી રહ્યો છે એવી મારી નમ્ર માન્યતા છે. ઉત્સવ, આનંદ અને સંસ્કારી ઉલ્લાસ એ બધું માણવામાં ધર્મનું ઉલ્લંઘન નથી, રક્ષણ છે.

હરદ્વારનું રેલ્વેસ્ટેશન એવું તો બદસૂરત અને નિર્જીવ લાગ્યું કે મુસાફરીનો અડધો ઉત્સાહ તો ત્યાંથી જ ઊતરી ગયો. હર કહેતાં શિવ અને તેમનું જે દ્વાર તે સારું ભલે હોય, પરંતુ કદરૂપું તો ના જ હોવું જોઈએ. શિવજીની

જટામાંથી ગંગાજી નીકળતાં હોય તેવી સુરમ્ય કલ્પનાનો તાળો બેસે એવી એ સ્ટેશનની બાંધણી હોવી જોઈએ. અંગ્રેજોની હકુમતમાં તો આવી જડસાઈ ચાલી શકે; પણ આપણી હકૂમતમાં તો પૌરાણિક ભાવના સચવાવી ઘટે.

અમે તો સ્ટેશનના રિટાયરિંગ રૂમોમાં જ ધામા નાખ્યા હતા. પંડા કે ગોરને ત્યાં ઊતરવા જેટલી ધર્મશ્રદ્ધા હતી નહિ.

હરદ્વારથી હૃષીકેશ અને લક્ષ્મણઝૂલા ગયા. સવારની તાજગી દિલ બહેલાવે તેવી હતી. મોટરમાં બેઠે બેઠે ગંગાનો જલપ્રવાહ હું જોતો હતો અને વૃક્ષોની લીલા દિલમાં જાદુ કરી રહી હતી. 'સરી જતી રેતી'ના બીજા ભાગનું ચિત્ર મગજમાં આપોઆપ દોરાતું હતું. મારાં વિલાસી પાત્રોને પાવન કરવા સારુ હું તેમને હરદ્વારમાં બોલાવતો હતો. વિલાસ તો મેં ત્યાં પણ કલ્પ્યા—મારો રજોગુણી આત્મા એવી એવી કલ્પનાઓ કર્યા વગર જંપે જ નહિ !

હરદ્વાર કે હરિદ્વાર ? કોઈને મન એક, કોઈને મન બીજું. હરિ અને હર એક છે એવું તત્ત્વજ્ઞાનીઓ ભલે માનતા હોય, હું માનતો નથી. હરિને અહીં શું લાગેવળગે ? શંકરના સાસરાની સરહદમાં વિષ્ણુ આવે પણ નહિ; શંકર એમને આવવા દે પણ નહિ.

એની ઉપર, સહેજ આગળ, લક્ષ્મણઝૂલા પાસે ગંગા અત્યંત ભવ્ય લાગે છે. તહેરી રાજ્યની સરહદમાં જઈ નરેન્દ્રનગરના રસ્તે ચઢી ગંગાની રમ્યતા જુઓ તો બધું વીસરી જાવ. ભાગીરથી, અલકનંદા, મંદાકિની—એ ત્રણ

મેરાની બનેલી ગંગા જેણે પોતાની જટામાં સમાવી તે ભગવાન શંકર ખરેખર, કોઈ અદ્દભુત જાદુગર જ હોવા જોઈએ.

આ ભૂમિ ઋષિઓની હતી એવું મનાય છે. અપ્સરાઓ પણ અહીં ખૂબ રહેતી. અપ્સરા એટલે પહાડમાં વસતી સ્ત્રીજાતિ. તેમના રીતરિવાજ આર્યો કરતાં જુદા. તેમનામાં સ્વતંત્રતા ઘણી. ત્યાં આગળ ઋષિઓ ઉગ્ર તપ કરતા, અતુલ યોગશક્તિ પામતા, પરંતુ અપ્સરાના નયનકટાક્ષને તાબે પણ થઈ જતા. શંકર ભગવાન પોતે—યોગીઓના પણ યોગી—ભીલ યુવતીને જોઈ ચંચળ થઈ ગયા હતા, તો ઋષિઓના શા ભાર! આનો અર્થ એટલો જ કે હરદ્વાર એ રંગદ્વાર પણ હતું. એ રંગદ્વારની સરહદ ઉત્તરે છેક કેદારનાથ અને બદ્રિનાથ સુધી પહોંચતી. અલકનંદા, મંદાકિની અને ભાગીરથીના કિનારે વિલાસની લીલા પણ જામતી. મારી વાતમાં જેમને શ્રદ્ધા ના હોય તેઓ પુરાણો અને મહાભારત વાંચે.

ભગીરથ રાજાએ હરદ્વાર આગળ ગંગાનો પ્રવાહ વાળ્યો અને ભારતની સિકલ બદલી નાખી; આ મહાન રાજાનો પ્રયત્ન તેથી 'ભગીરથ પ્રયત્ન' કહેવાય છે.

લક્ષ્મણઝૂલામાં મેં જિંદગીમાં પહેલી વાર ગંગાસ્નાન કર્યું. પાણીમાં બરફની કંડી હતી. ગંગાનું જળ તાજગી આપનારું છે, તેનો અનુભવ મને ત્યારે થયો—એવી તો અજબ સ્ફૂર્તિ આવી!

ત્યાથી કાલીકમલીવાલાના સ્થાને ગયા જેકડો યાત્રાળુઓની વ્યવસ્થા કરવા સારુ જે બાવાજીએ આ સન્થા સ્થાપી હશે તેમને ધન્યવાદ તો જરૂર ઘટે છે ત્યાથી નજીક એક સાધુ જોયો તે સાધુ કોઈ વિચિત્ર ભાષામા સૌને જવાબ આપતો હતો એની આખો ઊંડી હતી મે એની સાથે વાત કરવાનો પ્રયત્ન કર્યો પણ કઈ સમજ્યુ નહિ. કોઈએ મને કહ્યુ કે તે ‘ ઉડિયા ’ ભાષામા બોલે છે, અને ઈશ્વરના અનુભવનુ વર્ણન કર્યા કરે છે પરન્તુ એના ઉડિયા ભાષાના ઈશ્વરને ઓળખવાની મારી શક્તિ નહોતી

લક્ષ્મણઝૂલાને હુ રૂપાળુ સ્થાન કહુ ત્યાથી હરદ્વાર આવતા આનદ થાય, કેમ કે ગગાની લહરીઓ સાયકાળના સુરમ્ય રગો સાથે જાણે આલિગનો કરતી લાગે

હરદ્વારનુ જે દૃશ્ય હુ વીસરી શકુ નહિ તે પેલી દીપાવલી અસખ્ય દીવાઓ ગગાના પટ ઉપર વહેતા મૂકનાર ભાવિકોના હૃદયના ભાવોનુ ચિત્ર તો કોઈ કાલિદાસ કે ટાગોર જેવા મહાકવિઓ જ રજૂ કરી શકે હિંદુ હૃદયના પ્રતીકો જેવા એ દીવડાઓ ગગાથી શોભતા હતા કે ગગા તેમનાથી શોભતી હતી એ સવાલનો જવાબ હુ મને આપી શક્યો નહિ ગગાના શાત ભરપૂર વારિ વહેતા હતા, દીવા તરતા હતા અને મંદિરોના ઘટનાદ શાતિને વધારે શાત કરતા હતા આ દેખાવને હુ મારા જીવનની એક ધન્ય પળ ગણુ છુ અમે સ્નેહીજનો આ રસનો આસ્વાદ કરી કાઠેથી નગરમા આવ્યા

હલવાઈની દુકાને દૂધ કઢતુ હતુ બધાને દૂધ પીવાનુ

મન થયું એવું ઉકેલું દૂધ મે બીજું પીધું નથી શું એમ હશે કે પેલા સૂક્ષ્મ આસ્વાદના સન્માનને કારણે મારો સ્વાદ આસ્વાદ વધારે ઘૂંટાયો હશે! અમને સૌને એ દૂધ ખૂબ ભાવ્યું

હરદ્વારનો ગંગાકિનારો ખરેખર રમ્ય છે આપણી ભાવનાને પ્રાણ પાય, આપણા આનંદને સ્થિર કરી શકે એવી એ સ્થાનમાં શક્તિ છે મનુથી માંડીને મહાત્મા ગાંધી સુધીના લોકોત્તર વ્યક્તિઓ જેના પાણીમાં સ્નાન કરી ચૂકી તે પાણી કેટલું પુણ્યશાળી ગણાય! એમાં ઋષિઓએ સ્નાન કર્યાં, પાંડવોએ સ્નાન કર્યાં, રામ અને કૃષ્ણે સ્નાન કર્યાં, અપ્સરાઓ પણ એમાં ખેલી, મહાન રાજાઓ પણ એમાં તર્યા —આવી એ ગંગા સૌને સમાન દૃષ્ટિથી પાવન કરે છે, તે વિચારે જ મારામાં પૂજ્યભાવ ઉત્પન્ન થયો

હરદ્વારમાં ભિખારીઓ છે, ધુતારાઓ છે, ચોરો અને ડાકુઓ પણ છે, દુખી, રોગી, ભોગી, યોગી સૌ ત્યાં છે જેને જે જેવું હોય તેને, તે ત્યાં મળી શકશે જ્યાં બધું જ હોય ત્યાં ગંદકી તો હોય જ હરદ્વાર ગંદુ પણ છે, શુદ્ધ પણ છે

કાંગડીનું ગુરુકુળ જોયું આર્યસમાજની ભાવનાનો પણ પરિચય કર્યો ઉદાસી અખાડો, નિરંજની અખાડો, ગોરખ પંથીઓનો અખાડો—એ બધા અખાડા અને તેમાં વનના જોગી લોકો જોયા કોઈ એક જ નગરના આ બધું સાથે જોવા મળી શકે તો તે હરદ્વારમાં ગુરુ નાનકના ઉપાસકો પણ ત્યાં છે શૈવો, શાક્તો, વૈષ્ણવો, સૌ છે સતીઓ છે, વેશ્યાઓ છે ગૃહસ્થો, ધર્મીઓ સૌ છે ધર્મની ભાવના છે,

સાથે સાથે અધર્મની કામના પણ છે. યોગની સાધના છે, સાથે સાથે ભોગની વાસના પણ છે. ગંગામૈયા અને શંકર ભગવાનને જાણે કશી વહાલા–અળખામણી નથી. આવી સ્વસ્થતા અને સમદૃષ્ટિ જ્યાં છે તેને જ આપણે હરદ્વાર કે હરિદ્વાર કહી શકીએ, બીજાને નહિ.

સ્ટેશનના એક અમલદારનું મગજ 'પોલિટિક્સ'થી ભરેલું હતું. હરદ્વારમાં બેઠે બેઠે એને મહાયુદ્ધની વાતોનો જ રસ હતો. સવારે અને બપોરે અમે તેને ચહા પિવડાવતા અને મહાયુદ્ધ ઉપરનાં તેનાં મંતવ્યો સાંભળતા. એ હરદ્વારનો બ્રાહ્મણ હતો છતાં તેને હરદ્વારની કશી જ માહિતી હતી નહિ ! સ્ટેશન ઉપર આવતી–જતી ગાડીઓ ગણતો, હાલતે ને ચાલતે ગાળો બોલતો અને લોકો પાસેથી પૈસા પડાવતો. એનું નામ અમે "લાંચનું દ્વાર" રાખ્યું હતું. લાંચની એને શરમ ન હતી. ગાળો એ જ એની સરસ્વતી હતી. છતાં એ ઘણો રમૂજી હતો. અમે જે ત્રણ–ચાર દિવસ ત્યાં ગાળ્યા તેમાં તેણે અમને આનંદ પણ ખૂબ કરાવેલો. અમે પણ ગંગા જેવા તટસ્થ બની ગયા હતા !

હરદ્વાર છોડતી વખતે પ્રિયજનથી જાણે વિખૂટો ના પડતો હોઉં, એવી લાગણી મને થયેલી. ટ્રેન ઊપડયા પછી ક્યાંય સુધી મેં પાછળ ને પાછળ જોયા કર્યું. પેલો રેલ્વેઅધિકારી સ્નેહનો માર્યો હાથ ઊંચા કર્યા કરતો હતો. એના મનમાં અમે એને મૂકી જતા હતા. અમે ગંગા મૈયાને મૂકી જતા હતા. અમે હિંદુત્વની લાગણીને વશ થયા હતા, અને થોડો થોડો એને પણ યાદ કરતા હતા. સ્ટેશન અદૃશ્ય થયું. સ્વપ્નું સાથે આવ્યું.

## ૭. મસૂરી

સને ૧૯૪૫ના ઉનાળામાં હું પહેલી જ વાર સહકુટુંબ મસૂરી ગયો હતો. ત્યાં અમે બધાં ત્રણ મહિના સુધી રહેલાં; છતાં હું એમ તો ના જ કહી શકું કે મસૂરી મને ખાસ ગમેલું. કદાચ એક નાની સરખી અંગત હકીકત મારે માટે નોંધપાત્ર ગણવી હોય તો ગણી શકાય: મસૂરીમા હતો તે દરમ્યાન સાહિત્યની દુનિયામાં મારો મંગળ કે અમંગળ પ્રવેશ અણધાર્યો અને વણકલ્પ્યો થયો.

મસૂરીમાં હિમાલયની અફાટ ભવ્યતાઓ મને જરૂર આંજી નાખ્યો; પણ જે લીલોતરી મેં કલ્પેલી તેનાથી ચોથા ભાગની પણ દેખાઈ નહિ. હવાપાણી ઘણાં જ સારાં અને ભૂખ લગાડે તેવાં, પણ મોંઘવારી એટલી બધી કે ભૂખ મરી જાય—મારી તો મરી જ જતી! ઉશ્કેરાઈને આવી ચડ્યો તે જુદી વાત હતી, પણ મારા પાકીટની મારે બહુ જ સંભાળ રાખવી પડતી.

મસૂરી જઈને લોકો મુંબઈ કે કલકત્તા જો વીસરી ના શકે તો ત્યાં શું કરવા જતા હશે, એ મારે મન એક કોયડો છે. તે સાલમા મેં ઘણા રાજારાણીઓ તથા કરોડપતિઓ તથા કરોડપત્નીઓને મસૂરીમાં મહાલતાં જોયેલાં.

પાર્ટીઓનો તો જે પવન ફૂંકાય! હેકમેન, સ્ટેંડર્ડ, ટૉની,. સાયરોસ એવી એવી ચુનંદી જગાઓ ઉપરાંત સેસિલે અને શાર્લવિલ જેવી મોટી હોટેલોમાં જે રંગત જામે અને મોજમજાહ, અમનચમન ને વિલાસ નજરે પડે તે ઉપરથી. ઇન્દ્રપુરીની જ કલ્પના સ્ફુરે; મનુષ્યો બધાં દેવદેવીઓ જ લાગે. ખેંચાઈ, તણાઈને મારે પણ એક પાર્ટી આપવી પડેલી અને મારા પાકીટનો કચ્ચરઘાણ વળી ગયેલો. ઇશ્વરની દયાથી વળી આમતેમ ટાંકા મારીને પાકીટને સોજ કરેલું! મને બરાબર યાદ છે કે મસૂરીથી પૈસેટકે પૂરો પાયમાલ' થઈને હું પાછો ફરેલો. મસૂરીની એ ધાક મને એવી પેસી ગઈ કે પછીનાં વર્ષોમાં હું એક-બે પૈસા રળતો થયો છતાં મસૂરીના નામ સાથે મને હમેશાં ધ્રાસકો પડ્યો છે. આવી ખરચાળ જગા ભારતમાં મેં તો બીજી અનુભવી નથી; અનુભવવાની ઇચ્છા પણ નથી.

કપડાંની વરણાગીમાંથી ત્યાં કોઈ ઉપર જ આવતું નહોતું. સ્ત્રીઓ તો જે ટાપટીપ કરે! જે ટાપટીપ કરે! સાડીઓ તો ચારસો-પાંચસોની! ત્રણસો ને ચારસોના સૂટ! રીક્ષા વગર જવાય નહિ! ઘોડા તો એટલા બધા મોંઘા કે એક કલાક સવારે ને એક કલાક સાંજે ફેરવો તો સૂરત, ભરૂચ, વડોદરા કે અમદાવાદના એક વકીલની એક દહાડાની કમાણી ઓછી પડે! ત્યારે મને થતું કે માણસ વકીલ થાય એના કરતાં મસૂરીમાં જઈ ઘોડા બને તો શું ખોટું? સાંજ પડે દસ-પંદર રૂપિયા લઈને ઘેર આવે!

અમારું નાનું સરખું મકાન 'કૅમલ્સ બૅક' ઉપર હતું.

ત્યાંથી ઉજ્જ્વળ નંદાદેવી નજરે પડતી. એનો પ્રૌઢ પ્રતાપ જોતો હું અંજાઈ જતો. એની આજુબાજુ ત્રિશૂળ, નંદાકોટ, નંદઘૂંટી, પંચચૂલી એ બધાં ભવ્ય શિખરો નંદાના પ્રતાપને જાજ્વલ્યમાન કરતાં હતાં. સંધ્યાની રમણીયતા જ્યારે હિમાલયની ભવ્યતા ઉપર પ્રસરતી ત્યારે હું પ્રશાંત બની જતો, અંતરની કોઈ રસોર્મિને વશ થઈ જતો, અજાણી અને અવનવી પાત્રસૃષ્ટિ મારી દૃષ્ટિ આગળ ખડી થતી.

મસૂરીથી લાલટીબ્બા લાંબી મજલ છે. ત્યાં જઈને જોઈએ તો લગભગ પાંચસો માઈલની એક સળંગ હારમાં આપણને હિમાલયનું દર્શન થાય છે. બદ્રિનાથ, કેદારનાથ, નીલકંઠ, એ બધાં શિખરો પણ દેખાય છે. આ બધો પ્રદેશ ગઢવાલનો છે અને હિંદુઓને મન પવિત્ર ઉત્તરાખંડ છે. દૂર દૂર નેપાળની પર્વતમાળા પણ નજરે પડે છે અને આપણે જાણે પૃથ્વીના એકાદ છાપરે ઊભા ના હોઈએ એવું લાગે છે.

મસૂરીથી પણ યાત્રીઓ જમનોત્રી–ગંગોત્રીની યાત્રા શરૂ કરે છે. દસ–બાર માઈલ દૂર નીચે ખીણમાં ચાલ્યા જાય તો યમુના નદીનો પ્રવાહ નજરે પડશે.

મસૂરી મૂળ અંગ્રેજોએ ઊભું કરેલું હિલસ્ટેશન છે. એમ જોઈએ તો લગભગ દરેક હિલ-સ્ટેશનનો ઇતિહાસ અંગ્રેજી હકૂમત સાથે વણાઈ ગયો છે. અંગ્રેજ પ્રજામાં નોર્મન લોહી ઉપરાંત સેલ્ટિક લોહી પણ છે. એ લોહી કાવ્ય, કલા અને નિસર્ગ એ ત્રણેનું પ્રેમી છે. નોર્મન લોહીથી તેઓમાં સાહસ ભિતર્યું; એંગલ્સ અને સેક્સન

લોહીથી તેઓ ખડતલ અને શાણા બન્યા; અને સેલ્ટિક લોહીથી તેઓ કુદરતપ્રેમી બન્યા. પ્રજાઓનાં મિશ્રણો કેટલીક વખત દેશનું ભાગ્યચક્ર બદલી નાખે છે.

મસૂરીને ત્યાંના લોકો અને ઉત્તર પ્રદેશના કેટલાક લોકો મનસૂરી પણ કહે છે. કેટલાકો એને વળી "હિલ-સ્ટેશનોની રાણી" પણ કહે છે. પણ એમ તો દાર્જીલિંગને, ઉટીને, એમ સૌને રાણીઓ બનાવવામાં આવી છે. મસૂરીમાં એક નહિ પણ અનેક રાણીઓ મેં જોઇ—નાચગાનની શોખીન. હિલ-સ્ટેશનો ઉપર રાણીઓ લહેર કરે છે. રાજાઓ તો બધે જ લહેર કરે છે. રાજાઓમાં મિલમાલિકો આવી જાય.

મસૂરીમાં આમતેમ ફરવાની જગાઓ ખાસ નથી. શાર્લવિલ તરફનો રસ્તો, સ્પ્રિંગ રોડ, વિન્સંટ હિલ, કેમલ્સ બેકનું ચક્કર અને બજારનો તથા કુલડી તરફનો રસ્તો —એટલી જગાઓ મને યાદ છે. બજારને અને કુલડી તરફને રસ્તે તો જવું જ નહિ. જો જઈએ તો પાકીટનો ઘાણ વળી જાય. એ તરફ જવાનો કોઈ આગ્રહ કરે તો જણાવી જ દેવું કે તબિયત સારી નથી. જો ગયા તો જાણજો કે સૂટ કે ડગલાનું મોંઘું કપડું, સાડી, દાગીનો, મોંઘાં બૂટ, શાલ કે એવું તેવું કંઈ ખરીદીને આવશો—ગમે તેટલી અનિચ્છા છતાં. જડતરના દાગીનાઓની દુકાન આગળ ભૂલેચૂકે પણ તમારાં પત્નીની સાથે કદી ના જશો.

તમારે મસૂરી જોવું જ હોય તો જરૂર જજો. પણ ત્યાં શું જોશો? પૈસા એ જ ત્યાં આંખ છે. અને એમ વિચારશો તો તો ઘણી જગાઓ તમે નથી જોઈ તો પછી

મસૂરી શા સારુ ઊપડો છો? પેલા અમીરો અને ધનાઢ્યોને મોજ કરતા જોવા સારુ આપણે આપણા પૈસા ખરચવા તે બરાબર નહિ. હરદ્વાર સુધી ગયા હો તો વળી એક દિવસ આંટો મારી આવજો એટલે સંતોષ થાય કે મસૂરી જઈ આવ્યા. હરદ્વારથી પાછા ફરશો અને મસૂરી જોઈ આવ્યા છો એવું કહેશો તો પણ કોણ તપાસ કરવાનું છે? ગયા ન ગયા બધું સરખું છે! કાશ્મીર, કુલુ કે નૈનીતાલ બાબતમાં હું એવું ન કહું. સિમલા એવું જ છે. સને ૧૯૩૨મા હું ભૂલચૂકથી સિમલા ગયો હતો, પણ પેલી જેકો હિલ અને તેની ઉપરનાં વાંદરા એ સિવાય મને કશું યાદ નથી! ત્યાર પછી હું ત્યાં ગયો નથી અને જવા માંગતો પણ નથી.

મારું ચાલે તો હું ફરીથી મસૂરી ના જાઉં.

**અહમદશાહે** આ નગર વસાવ્યું તે વાતને લગભગ પાંચસો વરસ જ થયાં છે, તેમ છતાં અમદાવાદને જોતાં તો જાણે એમ જ લાગે કે આ શહેર લગભગ પાંચ હજાર વરસ જૂનું હશે.

થોડી મસીદો બાદ કરતાં અમદાવાદમાં કશું જોવા-લાયક નથી. અહીં ઝાડ નથી, પાણી નથી, પહાડ નથી, અને શ્રીમંતથી માંડીને સાળખાતાના મજૂર સુધી સૌ એક જ જાતની નહિ પરંતુ એક જ ભાષા બોલે છે. અહીંની ભાષા ગુજરાતી નથી, અમદાવાદી છે. એને માદરપાટની ભાષા કહી શકાય. અહીં જેમ જોવા લાયક સ્થળ નથી તેમ સાંભળવા લાયક ભાષા નથી.

અમદાવાદની ખાવા લાયક ચીજોમાં લાકડસી લાડુ, જામફળ, બોર, ચણા, મગફળી વગેરે છે. ફળફળાદિ આ ગામમાં બીમાર માણસો ખાય છે; સાજો માણસ માંદાનો ખોરાક ખાતો નથી. હવે આ બાબતમાં થોડો ફેરફાર દેખાય છે.

અમદાવાદમાં સટ્ટો છે, પણ સાથે સાથે અડસટ્ટો પણ છે. અમદાવાદીને સાહસિક ના કહી શકાય. વ્યાજના વધારા

સાથે એનો આનંદ વધે છે. જીવનનો રસ વ્યાજ છે. અમદાવાદીની માનીતી કહેવત 'પડ્યું પડ્યું પાકે' એ છે.

અહમદશાહે આ ગામ કેમ આ જગાએ વસાવ્યું હશે તે કોયડો ઉકલી શકે તેવો નથી. કિંવદંતી તો એવી છે કે "જબ કુત્તે પર સસ્સા આયા તબ બાદશાહને શહેર બસાયા." અમદાવાદનાં કૂતરાં આવાં અહિંસક કોઈએ જોયાં નથી. અમદાવાદી અહિંસક છે અને તેના ઉપર સસલું ચઢી જાય તે સમજી શકાય તેમ છે. ગાંધીજી પણ આ શહેરની નૈષ્ઠિક અહિંસાથી પ્રસન્ન થઈને અહીં વસ્યા હશે!

અમદાવાદ કરકસરની ભૂમિ છે, એ વાત છેક લંડન અને ન્યુયોર્ક સુધી જાણીતી છે. અમદાવાદીની ભાષા પણ ટૂંકી ને ટચ—કેટલીક વાર ડંગોરા જેવી—હોય છે. અમદાવાદી કોઈ દિવસ 'પધારો' શબ્દ વાપરતો નથી; વાપરે છે તો વિવેકી અને સંસ્કારી માણસોની મશ્કરીમાં વાપરે છે. 'કૃપા કરીને' એ શબ્દપ્રયોગ અમદાવાદમાં ભાગ્યે જ સંભળાય છે. 'ચાંલ્લો લેવાનો નથી' એવો વિવેકશૂન્ય બાદરપાટી ઉદ્‌ગાર ઉત્તર ગુજરાત અને ખાસ કરીને અમદાવાદની કંકોતરીઓમાં જોવામાં આવે છે.

અમદાવાદી અડંગ વહેવારુ માણસ છે. એનાં અમુક વાક્યો નોંધવા જેવાં હોય છે. દા. ત., 'ઊંડે ઊંડે', 'પડે એવા દેવાય', 'શો ફાયદો'. માણેકચોકમાં, રતનપોળમાં, મસ્કતી મારકેટમાં આ શબ્દઝૂમખાં પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે.

અમદાવાદ નગર નથી, નગરી તો નથી જ, ગામડું

પણ નથી; એક મોટી પોળ છે. શાહીબાગ જૂના જમાનામાં ભલે 'બાગે શાહી' કહેવાતો હોય; આજે તો થોડાઘણા પૈસાદારો, જે પોતાની 'શાહ' અટક વાપરતા નથી, તેમના પૂરતો જ એને 'શાહીબાગ' કહી શકાય. અમદાવાદીઓ આ જગાને 'સઈબાગ' કહે છે.

અમદાવાદમાં અગાઉ બે અને હવે ત્રણ બગીચા છે. એક બગીચો વિક્ટોરિયા રાણીનો, બીજો માધુબાગ અને ત્રીજો (ચાલુ દસકાનો) કાંકરીઆનો હિલ–ગાર્ડન. માધુબાગમાં અગાઉ પેન્શનરો જઈને બેસતા; હવે દૂધ વેચાય છે. વિક્ટોરિયા બાગમાં અગાઉ સટ્ટાથી પાયમાલ થયેલો અમદાવાદી નાસી જઈ પાટલી પર સૂઈ જતો; હવે તે હિલ ગાર્ડનમાં જતો રહે છે. સાંભળ્યું છે કે, 'લવ ગાર્ડન' પણ થયો છે, પણ મને એની કશી માહિતી નથી. અમે સાચા અમદાવાદી એવા બાગોમાં જતા નથી, બીજા બધા એવા બાગોમાં જાય.

અમદાવાદીને બધાં ઝાડમાં પીપળાનું ઝાડ ઘણું ગમે છે. આવું એક જાણીતું ઝાડ માણેકચોકમાં છે. આ પીપળા આગળ ઘણા અમદાવાદીઓ બેસે છે.

કાંપના હનુમાનને તેલ ચઢાવવા લગભગ આખું અમદાવાદ જાય છે. તેમાં હિંદુ, પારસી, શીખ, જૈન, મુસલમાન, ખ્રિસ્તી—બધી કોમો હોય છે. તેલ ચઢાવવાથી અરવિંદ, અંબિકા ને કેલિકોમાં ઉછાળો આવે છે અને ઇન્કમટેક્ષવાળા ઓછા હેરાન કરે છે એવું લગભગ દરેક અમદાવાદી માને છે.

અમદાવાદમાં આવાઓ અને મહારાજો ઘણા મોટા પ્રમાણમાં વસે છે. એમાંના ઘણા મિલજિન સ્ટોર્સ, કાપડ, રૂ વગેરેના ધંધા કરે છે અને શેર્સની લેવેચ કરે છે.

સાંભળ્યું છે કે, અમદાવાદમાં ચોપડીઓ વેચાતી જ નથી, પસ્તીમાં જાય છે. ભાગ્યે જ કોઈ અમદાવાદી પોતાના ઘરમાં ચોપડી રાખે છે. મને એક જાણીતા બુકસેલરે કહ્યું કે, અમદાવાદમાં આઠ આનાવાળો 'દેશી હિસાબ' કોઈ લેતું નથી; બે આનાવાળો સારો જાય છે. પૂનામાં એથી ઊંધું છે.

અમદાવાદી નિરુપયોગી જ્ઞાનનો રસિયો નથી. એક પ્રસંગ યાદ આવે છે. ન્હાનાલાલ જેવા સૈકાના અગ્રગણ્ય કવિ ગુજરી ગયા તે દહાડે મારી ઑફિસમાં બેત્રણ વેપારીઓ ધંધાના કામે આવેલા તેમાંના એકે મને પૂછેલું: "આ કોણ મરી ગયું?" વેપારી અમદાવાદના હતા, ન્હાનાલાલ પણ અમદાવાદના હતા, હું પણ અમદાવાદનો. મેં કહ્યું: "એક અમલદારના ભાઈ હતા." એમને એ હકીકત નોંધપાત્ર લાગી.

અમદાવાદમા સહેજસાજ લુચ્ચાઈ હશે; પણ વેપારવણજમાં એના જેટલી પ્રમાણિકતા બીજે ઓછી જોવામાં આવશે. જેને આપણે ફોજદારી કાયદાની ભાષામાં 'ચારસો વીસ' કહીએ તે અમદાવાદમાં ભાગ્યે જ મળી આવશે. આ એક જ ગામ એવું છે કે જ્યાં લાખોના વેપાર એક માત્ર મોઢાના શબ્દ ઉપર થાય છે. શાખ એ અમદાવાદની મૂડી છે. અમદાવાદીને શાખ વહાલી હોય છે. શાખ એટલે અમદાવાદ.

એ જ પ્રમાણે આંટ એટલે અમદાવાદ. આંટ સાચવવી એનું નામ મહોબ્બત. અમદાવાદી પારકાની આબરૂને કદી જોખમમાં મૂકતો નથી, અને પોતાની આબરૂ પાળવામાં ઘણો જ ચોક્કસ હોય છે.

અમદાવાદ એટલે અદ્દ્ભુત શાણપણ, અદ્દ્ભુત સમાધાન-વૃત્તિ. અમદાવાદમાં ડંફાસ નજરે ના પડે; અંગ્રેજીમાં આપણે જેને 'show off' કરવાની વૃત્તિ કહીએ છીએ તે દેખાય નહિ. આને આપણે સંસ્કારિતા જરૂર કહી શકીએ. સંસ્કારિતા કંઈ પુસ્તકો વાંચ્યા કે લખ્યાથી કે આડંબરી ભાષા બોલવાથી નથી આવતી.

અમદાવાદમાં જેની પાસે ઘરબાર નથી હોતાં તેની ખાસ ગણના થતી નથી. 'કમનસીબી' કહી પતાવી દેવામાં અમદાવાદી માનતો નથી. અવેર અને કરકસર નથી માટે એની પાસે ઘર નથી એવું અમદાવાદી માને છે. વેપારી ગામમાં જેને અવેર તથા કરકસરનું જ્ઞાન હોતું નથી તેની શાખ ઓછી હોય તે દેખીતું છે.

અમદાવાદનું પાણી ઘણું સારું ગણાય છે. અમદાવાદમાં મને જેટલી ભૂખ લાગી છે તેટલી ભૂખ ભારતનાં તો શું પણ દુનિયાનાં બીજાં કોઈ શહેરોમાં લાગી નથી. અમદાવાદનું પાણી અમૃત છે.

'ભપકા ભારી ખિસ્સા ખાલી' એ ન્યાય મુંબઈ, સુરત, લખનૌ બીજે બધે લાગુ પડે છે, અમદાવાદમાં ખિસ્સાં ખાલી હોતાં નથી. ખિસ્સાં જાણીબૂઝીને, પાકા વિચાર પછી, ખાલી રાખવાનો શિરસ્તો છે—ખિસ્સામાં કંઈ રાખીએ તો

ખરચવાનો પ્રસંગ ઊભો થાય. અમદાવાદીની રીતે કહું તો 'પૈસો છૂટો રાખીએ તો ચંચળ થઈ જાય.' અમદાવાદી પોતાના મનને નહિ પણ પૈસાને ચંચળ વસ્તુ ગણે છે: એ વાત નોંધવા જેવી છે.

અમદાવાદમાં અગાઉ જોડા પહેરવાની પ્રથા નહોતી. આજે પણ રતનપોળમાં જોડાની એકે દુકાન નજરે નહિ પડે. બધા એમ માને છે કે આની પાછળ કરકસરની વૃત્તિ છે. હું એવું માનતો નથી. મને એમાં અહિંસાની વૃત્તિ દેખાય છે. ઢોરનું ચામડું છે માટે નહિ, પરંતુ પગમાં જોડા હોય અને ઉશ્કેરાઈ ગયા હોઈએ તો કહાડીને મારવાનું મન થાય, તેના કરતાં જોડા ન હોય તે બહેતર—એવી અહિંસક વૃત્તિ એની પાછળ રહેલી છે.

અમદાવાદમાં અનાચાર ઘણો ઓછો. અમદાવાદને આપ જરા પણ શંકા વગર નીતિમાન શહેર કહી શકીએ. દુરાચાર અમદાવાદમાં પગદંડો જમાવી શકતો નથી. અમદાવાદ એ માજા–મલાજાવાળા સુઘડ ગૃહસ્થીઓનું નગર છે. ભારતમાં એ બાબતમાં અમદાવાદ મોખરે છે.

મુંબઈ મને પ્રિય છે; લંડન, બર્લિન, પેરિસ, લખનૌ પણ ગમે છે; પરંતુ ઘર, જમીન, પાણી ને પત્ની તો હું અમદાવાદનાં જ પસંદ કરું. જીવનને સ્થિર કરનારી એ ચારે પ્રિય વસ્તુઓ મને અમદાવાદે આપી છે. અમદાવાદ અને અમદાવાદીની ઠેકડી, એક ફક્ત અમદાવાદી સિવાય, બધા ઈર્ષાના માર્યા જ કરતા હોય છે. એમને અમદાવાદમાં જમીન, ઘર કે કન્યા કશું મળ્યું હોતું નથી એટલે દાઝના માર્યા અમદાવાદને ભાંડે છે.

## ૯. સુરત

**આજ** સુધીમાં જે માણસ ફક્ત બે–ત્રણ વાર સુરત ગયો હોય અને તેમાંથી એકે વાર એક–બે દિવસથી વધારે રહ્યો ના હોય તેને જો સુરત ઉપર લખવાનો કાંઈ અધિકાર હોય તો એક જ કે સુરત તેને કદી આકર્ષી શક્યું નથી.

અહીં સવાલ એ થાય છે કે, સુરત કોઈને પણ આકર્ષી શક્યું છે ખરું ? કયો સુરતી પહેલી જ તકે સુરત છોડી દેતો નથી ? સુરતીને સુરત ગમતું નથી, છતાં ‘સુરત, સુરત’ કર્યા કરે છે !

જે ગામમાં ગટર નથી તેને ‘સુરત’ નામ શોભતું નથી. સુરત પાસે પૈસા નથી એવો બચાવ કરવો અને ઊંધિયું, ભૂસાં ને ઘારી ખાધે રાખવાં એ વાતનો તાળો મળતો નથી. બે લાખ સુરતીઓ બે જ વરસ સારુ જિહ્વા-સ્વાદ મૂકી એટલું નાણું સુરતની ગટર ખાતે જમા કરાવે તો સુરત, બીજું કાંઈ નહિ તો, રહેવા જેવું તો જરૂર થાય. સુરતનું પાણી સારું નથી, આબોહવા પણ સારી નથી, અને ગટર તો છે નહિ એટલે વસવાલાયક જગા નથી.

સુરતનો ભૂતકાળ કરુણ છે. ધાડ, લૂંટફાટ, રેલસંકટો,

આગ એ બધી દુઃખદ કહાણીઓ વાંચવી કે સાંભળવી ગમે તેવી નથી.

સાંભળ્યું છે કે, સુરત એક કાળે આબાદ હતું. ભારતનાં દરેક શહેરો એક કાળે આબાદ જ હતાં! મનુષ્યની બાબતમાં પણ આવું જ જોવામાં આવે છે. દરેક માણસ પોતાની ત્રીજી, ચોથી કે પાંચમી પેઢી ઉપરની આબાદી વિસ્તારથી વર્ણવવાનું કદી ચૂકતો નથી. ભૂતકાળ દરેકનો ભવ્ય હોય છે.

સુરત નહિ, પણ સુરતીઓ તો જરૂર ગમી શકે. ફૂંકાળા, આનંદી, રસાસ્વાદી, મોટા દિલના લોકો સુરતમાં સારા પ્રમાણમાં મળી શકે.

સુરતમાં આખા ગુજરાતના ઇતિહાસમાં નોંધપાત્ર થયો હોય એવો જો કોઈ ગુજરાતી પાક્યો હોય તો તે નર્મદ. તે સુરતનો નહિ, ગુજરાતનો. પરંતુ નર્મદનું ક્ષેત્ર ઘણું નાનું—સાહિત્ય સુધારાનાં એણે થોડાંઘણાં ચેષ્ટ કર્યાં એટલે એ જમાનામાં ' નર્મદ, નર્મદ ' થયો, બાકી આજે તો ચાર-પાંચ સાહિત્યકારો અને તેમની ચાર-પાંચ મજાઓ સિવાય નર્મદનું નામ પણ કોઈ જાણતું નથી. પરીક્ષા પાસ કરવા વિદ્યાર્થીઓ થોડું નર્મગદ્ય વાંચતા હશે એટલું જ. નર્મદ મરી ગયો છે, ઉધાઈ બની ગયો છે, મારવાડીઓની પસ્તીમાં કદી કદી રાફિયું કરે છે. નર્મગદ્યનાં તૂટેલાં પાનાં ઉપર સુરતીઓ ભેળ ખાય છે, અને અમદાવાદીઓ ફાફડા ખાય છે.

નર્મદ કહે છે કે, 'સુરતના જેવી સુપડ વસ્તી

ગુજરાતમાં બીજે નથી. બોલવું કુમળું અને મધુર છે. મુફલીસીમાં છે તોપણ તેઓ સુઘડ અને ચતુર છે.'

આ શબ્દો તેણે સને ૧૮૮૦માં લખ્યા હતા. આજે પણ તે સાચા છે. મુફલીસી ઓછી થઈ નથી; તેનો પુરાવો ગટરની ગેરહાજરી.

સુરત શહેર એક 'સૂરજ' નામની રામજણીએ વસાવેલું એવી દંતકથા છે. સૂરજ સુંદર સ્ત્રી હતી એટલે સૂરજની સુરત પર આફરીન થઈ પાદશાહે સૂરજનું સુરત કરી નાખ્યું. ભારતમાં, કદાચ આખી દુનિયામાં, રામજણીએ નગર વસાવ્યાનો આ એક જ દાખલો હશે. થોડા તબલચીઓ અને સારંગીવાળાઓથી શહેરની શરૂઆત થઈ હશે.

સુરત નહિ પણ સુરતી એ ગુજરાતનું નાક છે. એણે ગુજરાતને ગૌરવવંતુ કરવામાં મોટો ભાગ ભજવ્યો છે. એ મુંબઈ ગયો અને સાથે સુરતને બાંધી ગયો. મુંબઈનો ગુજરાતી એટલે ૭૦ ટકા સુરતી. એનો ઉમદા ખવાસ, એની દિલોજાની, એની કોમળ રસવૃત્તિ, એની મોહક ચતુરાઈ, એ બધું ત્યાં ખૂબ વિકસ્યું, અને વિદેશીઓમાં પણ ગુજરાતની નાજુક સંસ્કારિતાની ફોરમ ફેલી ગઈ.

સુરતની આ ઉદાર રસવૃત્તિ ક્યાંથી ઊતરી આવી હશે? સુરત બંદર હતું તેથી? પણ એમ તો ખંભાત પણ બંદર હતું. અને ભાવનગર, વેરાવળ, ઓખા એ બધાં ક્યાં બંદરો નથી? પરંતુ ત્યાં સુરત નથી. તમે કહેશો કે નવાબી હતી તેથી. નવાબી ક્યાં નહોતી? રાધનપુર, પાલણપુર, ખંભાત, વાડાસિનોર, બધે ગઈ કાલ સુધી નવાબી

હતી. જૂનાગઢના નવાબો પણ ક્યાં જાય તેવા હતા? પરંતુ એ કોઈ જગાએ સુરત નથી.

તો પછી શું એમ જ ના માનવું કે તારુણ્યના ઊછળતા સાગરશી પેલી રૂપગર્વિતા સુરતજાનનો આત્મા નગરીના શિલારોપણ વખતે પૂરેપૂરો સીંચાયો હતો? અમદાવાદ બાબતમાં માણેકનાથ જેવો લંગોટિયો બાવો અને સુરત બાબતમાં ચોસઠ કલામાં નિપુણ એવી સુરતજાન, એ બેનો વિચાર કરવાથી બધું સહેલાઈથી મગજમાં ઊતરી જાય છે. અમદાવાદ જોગી લોકોનું નગર છે. જોગી લોકો લોખંડનું સોનું બનાવવાનો કીમિયો જાણતા હોય છે. સુરત ભોગી લોકોની નગરી છે.

સુરતમાં શારીરિક તંદુરસ્તી ખાસ જોવામાં આવતી નથી. મેં સાંભળ્યું છે કે સુરતીઓ કસરત કરતા નથી. આજથી પચીસ-ત્રીસ વરસ પહેલાંના દંડબેઠક કરનારા જમાનામાં સુરતમાં થોડાઘણા સુરતીઓ દંડ પીલવા લાગેલા. પરંતુ તેમાંથી એક જ માણસ એંશી દંડ સુધી પહોંચેલો! અમદાવાદમાં તે સમયે પાંચસો ઉપર દંડ પીલનારા ત્રણ-ચાર જણ હતા. તેનો અર્થ એમ નહીં કે સુરતમાં હિંમત નથી. એમ તો આપણા વિખ્યાત લેખક ભાઈશ્રી જ્યોતીન્દ્ર દવે પણ કહે છે કે એક વખત એમણે એક અલમસ્ત પઠાણને મારેલો!

અમદાવાદમાં મિલઉદ્યોગ ઊભો થયો. સુરતમાં એક વહોરાજીએ આંકફરકનો ઉદ્યોગ શરૂ કર્યો, જે સારો ફૂલ્યો-ફાલ્યો છે! આરામથી પૈસો પેદા કરવો તે સુરતનું સૂત્ર છે.

'આરામ હરામ હૈ' એ જવાહરલાલજીના સૂત્રનો પુરોગામી અમદાવાદનો વૈતરો વેપારી હતો. પૈસાની ખાતર ખરા બપોરે વગર જોડે નીકળનાર તે કાળના અમદાવાદીને જોગીનો એક પ્રકાર જ ગણી શકાય. હવે તો અમદાવાદી થોડો થોડો સુરતી જેવો થતો જાય છે. હાફૂસની કેરી ને ઘારી ને એવું બધું ખાતો થઈ ગયો છે! સુરતીઓ પોતે પાયમાલ થઈને હવે અમદાવાદને અને આખરે આખા ગુજરાતને પાયમાલ કરી નાખશે.

મારા એક મિત્રે કહેલું યાદ આવે છે કે હિંદુસ્તાનમાં (ભાગલા પહેલાંના અખંડ ભારતમાં) ત્રણ નગરો રંગીલાં કહેવાય: (૧) લખનૌ (૨) પેશાવર (૩) સુરત. લખનૌ બાબત હું સ્વીકારું છું. પેશાવર મેં જોયું નથી અને સુરત જોવાની મને જરા પણ ઈચ્છા નથી. ગુજરાતમાં કદાચ એક કાળે સુરત રંગીલું હશે, પણ ભારતમાં લખનૌ એક જ છે, દુનિયામાં પેરિસ એક જ છે.

મેં ઉપર કહ્યું તે ફરી કહું: સુરત નહિ પણ સુરતી જ મને ગમે છે. સુરત પાસે નહિ પરંતુ સુરતી પાસે જવું મને ગમે છે. સુરત રડતું છે, સુરતી હસતો છે. સુરત મરી ગયું છે, સુરતી જીવતો છે. સુરત મુફલીસ છે, સુરતી માતબર છે.

તમારે સુરત જોવું હોય તો મુંબઈ જજો, સુરત ના જશો. જે સુરત હતું તે આજે મુંબઈ છે.

**મોટી** નગરી: કદમાં નહિ તેટલી દિલમાં. દિલાવરી, દિલોજાની અને ખેલદિલી એટલે મુંબઈ. નાનો માણસ ત્યાં મોટો થઈ શકે અને મોટો પોતાને મોટો ના ગણે, ના ગણાવા દે. દિલોજાન હૂંફાળા માનવીઓ, શેઠ હો, નોકર હો, ધારાશાસ્ત્રી હો, દાક્તર હો કે લેખક હો—ચારેતરફ ઉદારતા નીતરે.

મુંબઈગરો ધન કમાઈ શકે અને ખરચી શકે એટલું જ નહિ, આનંદથી ખરચી શકે. ગમે તેવો ચુસ્ત અમદાવાદી પણ મુંબઈ જઈને ખિસ્સામાં હાથ નાખવાના વિચાર સુધી તો જરૂર આવી જાય.

પળે પળ મોજ, આનંદ અને રસની છાલકો વાગે. મુંબઈગરો એટલે જીવનનો દોસ્ત. એવો જ લખનૌગરો— પરંતુ જરા જુદી રીતનો.

સાગર જેને આંગણે ઊછળે એ નગરી નાની હોઈ શકે જ નહિ. સાગરને જોઈ તે જિંદગીના સાર પામે: આનંદ, વિલાસ, વિશાળતા.

મુંબઈગરો એટલે પારસી, ખોજો, ભાટિયો, લુહાણો,

સુરતી સેલાણી, કોંકણી, મલબારી અને દક્ષિણી. હવે પંજાબી, સિંધિ વગેરે મુંબઈગરા થવાની તૈયારીમાં છે અને મારવાડી પણ મોડો મોડો મુંબઈગરો બની રહ્યો છે. અમદાવાદી કદી મુંબઈગરો થઈ શકતો નથી, થઈ શકે તેમ નથી, થવાની એને ઇચ્છા પણ નથી. એ ગમે ત્યાં જાય—લંડન, પેરિસ, બર્લિન, વિએના, ન્યુયોર્ક, રાયોડીજનૈરો, ઇસ્તંબુલ, કે ઇસ્પહાન ગમે ત્યાં "ફોરેન જઈ આયો કે જઈ આઈ" થાય—પણ કદી બદલાય નહિ, પલટાય નહિ અને અમદાવાદી રહેવાના પોતાના સિદ્ધાંતમાંથી કદી ચલાયમાન પણ થાય નહિ. અમદાવાદીને આપણે "અચળેશ્વર" કહી શકીએ! એ તો જ્યાં ને ત્યાં ભાવ કસતો, કડદા કરતો, એક ચહા મંગાવી ત્રણ જણને સંતોષ આપવાનો તનતોડ પ્રયત્ન કરતો, છતે પૈસે યોગી જેવો, ગમે ત્યાં તરત ઓળખાઈ આવે. એને મુંબઈ ગમતું નથી, કેમ કે એને તો ઓછે પૈસે, બની શકે તો વગર પૈસે, મુંબઈમાં વસવું છે! મુંબઈને એની વાત પરવડતી નથી તેથી તે પાછો અમદાવાદ આવતો રહે છે, અને કહેતો ફરે છે: "જોયાં હવે મુંબઈ!"

મુંબઈ સુંદર છે, કુદરતે પક્ષપાત કર્યો છે. બાળક અને કિશોર અવસ્થામાં હતો ત્યારથી સહ્યાદ્રિની ગિરિમાળા મારા હૈયામાં ચોટી ગઈ છે. બોરિવલીની કોમળ વનરાજી અને જુહૂનો ઘૂઘવતો સાગર, વાદરાની પાલી હિલ ઉપરની આંબાડાળો અને ગાહિમના ઓરસ; એ બધાં આંખ મીંચતાની સાથે આજે પણ 'મારાં' બની જાય છે. મારા બાળક હૃદયને એવું વહાલ સાબરમતીએ કર્યું નથી. હું એમ નથી કહેતો કે સાબરમતી સુંદર નથી; એના જેવી સુંદર

નદીઓ દુનિયામાં બહુ ઓછી છે. એના વળાંક અને એની સપ્રમાણ કોતરો એને નદી મટાડી સંગીતની લહરી બનાવી દે છે. એનું સૌદર્ય તપસ્વિનીનું સાત્ત્વિક સૌન્દર્ય છે.

મુંબઈમાં એકલાં લહેરપાણી નથી; મહારાષ્ટ્રની સરસ્વતી અને ગુજરાતની લક્ષ્મી બંને ત્યાં ફાલ્યાંફૂલ્યાં છે. એનાં વિદ્યાકલાનાં કેન્દ્રો, એની અનેક સભાસોસાયટીઓ, મુક્ત વિચારની–Liberalismની–ગૌરવવંતી પ્રણાલિકા, એ બધાં ઉપર કોણ મુગ્ધ નથી ? દાદાભાઈ, ફિરોજશાહ, કરસનદાસ મૂળજી, બેરામજી જીજીભાઈ, તાતા, ઈત્યાદિ કેટલીયે ઉદારમતવાદી વ્યક્તિઓ ગણાવી શકાય. લેખકો પણ દિલાવરીથી ભરેલા ગણવા હોય તેટલા ગણાવી શકાય.

મુંબઈ એટલે મોટું મન. ત્યાં ધારાશાસ્ત્રી ધારાશાસ્ત્રીને ભાઈ ગણે; દાકતર દાકતરને દોસ્ત માને; વેપારી વેપારીને મિત્ર લેખે. બધા રળે, રળાવે અને મૈત્રીભાવનાની રેલમછેલ થયા કરે.

ધનના ઉપાર્જનમાં મુંબઈગરો જેટલો પાવરધો છે, તેટલો ભારતમાં બીજો કોઈ નથી. અમદાવાદી ઉપાર્જન કરતાં રક્ષણમાં વધારે શૂરો હોય છે. અમદાવાદનો પૈસો ભોગ ઉપરના ઉગ્ર કાબૂનું પરિણામ છે.

પૈસા એ ભોગવવાની વસ્તુ છે, પેટીમાં પૂરી રાખવાની વસ્તુ નથી, એવું માનનારો મુંબઈગરો અમદાવાદીને જો ફક્ત એક જ સવાલ પૂછે કે 'તમારે મેડીયા, પૈસાને કરવો છે શું ?' તો અમદાવાદીને જવાબ આપતાં માથું ખંજવાળવું પડે.

ધૂમ કમાવું, ધૂમ ખરચવું. જિંદગી ચાર દિવસનો ખેલ છે, અને મરી ગયા પછી ચેગ કે ભોગ કશું સાથે આવવાનું નથી. વિઠ્ઠલનો ભેળ, કમરૂદ્દીનનો હલવો, તાજ કે ચોલગાનાં લંચ, આ બધી દિલ બહેલાવનારી ચીજો છે. પૈસો આપણે માટે નહિ પણ એ બધાં માટે છે એવું મુંબઈગરો માને છે, અને જેવું માને છે તેવું વર્તે છે.

છતાં એમ કહી શકાય કે મુંબઈગરાનો રસાસ્વાદ લખનૌના લાલા જેવો ઘૂંટાયલો નથી. લખનૌની નજરે મુંબઈનો રસાસ્વાદ ' દેહાદી ' લાગે. લખનૌની નજાકત, આવજત અને મહેફિલને પહોંચે તો કદાચ પેરિસના ' સાલોન ' જ પહોંચી શકે. પરંતુ મુંબઈની દિલાવરી ન તો લખનૌમાં, ન તો પેરિસમાં.

મુંબઈમાં ઘણું નથી : ત્યાં સ્થાપત્ય નથી, શાંતિ નથી, શિયાળો નથી, જમીન જેવી જમીન નથી, એવું બધું ઘણું નથી. શરીરસંપત્તિ પણ ખાસ નથી. ત્યાંનાં ધાંધલ, ધમાલ અને વેગ ગાંડાં કરી મૂકે તેવાં છે.

છતાં, મુંબઈ પર મારા જેવો સાત પેઢીનો અમદાવાદી ફિદા થઈ શકે છે, કારણ કે મુંબઈમાં મહોબ્બત છે, મુક્ત વિચાર છે, ઔદાર્ય છે. જ્યાં આટલું છે ત્યાં ઘણું છે.

સામાન્ય માન્યતા એવી છે કે સત્તરમી સદીમાં બ્રિટનના રાજા ચાર્લ્સ બીજાએ ફિરંગી રાજકુંવરી સાથે લગ્ન કર્યું અને પહેરામણીમાં તેને મુંબઈ મળ્યું તે પહેલાં મુંબઈનો જાણે ઈતિહાસ જ નથી. પરંતુ હકીકત

જુદી છે. મુંબઈ છેક મૌર્ય સમયમાં પણ જાણીતું હતું. અશોકના રાજ્યકાળમાં મુંબઈના ટાપુઓની રાજધાની હાલ જ્યાં એલિફન્ટાની ગુફાઓ છે ત્યાં હતી. તે જગાનું નામ 'મંગલપુરી' હતું. ત્યાર પછી નવમા દસમા સૈકામાં શીલહારોનું રાજ્ય થયું. તે સમયમાં મલબાર કિનારા સાથે મુંબઈનો વેપાર ખુબ જામ્યો હતો. મલબારના માતબર વેપારીઓ મુંબઈમાં જે જગાએ વસવાટ કરતા હતા તેનું નામ આજની મલબારહીલ. તે જ અરસામાં ત્યાં આગળ વાલુકાઈશ્વરના મંદિરની સ્થાપના થઈ જેને હાલ આપણે વાલકેશ્વર નામથી ઓળખીએ છીએ. મુંબઈ શબ્દ 'બોંબાય' નામના ફિરંગી શબ્દમાંથી ઊતરી આવ્યો છે. મુંબઈ મૂળ ફીરંગીઓનું હતું અને બોંબાય એટલે સારો ઉપસાગર એવો ફિરંગી ભાષામાં અર્થ થાય છે. ફિરંગીઓને ખબર નહિ કે મુંબઈ એક મહાન નગરી થશે નીકર પહેરામણીમાં તેમણે મુંબઈ તો ના જ આપ્યું હોત !

૧.

## કુલુ જતાં

હિમાલયનું આકર્ષણ એકલા યોગીઓને જ હોઈ શકે એવું નથી. મારા જેવાઓને પણ ત્યાં દોડવાનું મન થઈ આવે એવું કોઈ તત્ત્વ તેમાં રહેલું હોવું જોઈએ. સંભવિત છે કે વાતાવરણમાં જ એવો કોઈ જાદુ ભરેલો હશે કે જેથી વારંવાર ગયા છતાં ફરી ફરીને ત્યાં જવાનું મન થાય. એવું પણ સાંભળ્યું છે કે આકાશમાં રહેલાં સાત્ત્વિક ભાવનાઓનાં મોજાં હિમાલયની આસપાસ વધુ પ્રબળ હોય છે અને માણસના મગજને શાંત, સ્વસ્થ અને તાજું કરી આનંદ માણવાની તાકાત આપે છે. મને આ વાત સાચી લાગે છે. મનુષ્યને આનંદ માણવા માટે, અનુકૂળ પદાર્થોની નહિ, પરંતુ અનુકૂળ મનની જરૂર વધારે છે. આનંદના મૂળમાં જો મન જ હોય તો પછી આનંદનો આધાર પદાર્થો છે એ માન્યતા સુધારવી પડે. ફિલસૂફીની વાત ફિલસૂફો જાણે, હું મારી વાત કરું.

રવિવારે સવારે, આપ કદાચ આ વાંચતા હશો ત્યારે, હું ટ્રેનમાં હોઈશ. કુલુના-પ્રદેશમાં જવા સારુ હું નીકળ્યો છું. અહીંથી દિલ્હી અને ત્યાંથી પઠાણકોટ. બે દિવસ પછી પહોંચીશ. ત્યાંથી મોટરરસ્તે લગભગ બસો માઈલ 'મનાલી'

નામનું કુલુવેલીનું એક ગામ છે ત્યા જઈ મહિનો ગાળીશ સાંભળ્યું છે કે તે ઘણું રમણીય સ્થાન છે બરફનાં શિખરો એની છાતીએ બેઠા છે અને લીલોતરીએ એને નખશિખ ઢાંકી દીધું છે ત્યાં ગયેલાઓ કહે છે કે એ કાશ્મીર જેવુ છે.

કુલુના પ્રદેશની રમ્યતાનું અનેક અંગ્રેજ લેખકોએ વર્ણન કર્યું છે બિઆસ નદી મનાલીની ઉત્તરેથી હિમાલયમાથી નીકળી કુલુમા વહે છે બિઆસ એ જ વેદકાળની વિપાશા.

કુલુ જવા મારુ પઠાણકોટથી બસ કે મોટર પકડવી પડે કાશ્મીર જવા સારુ પણ પઠાણકોટ ઊતરવુ પડે, તેજ પ્રમાણે 'ડલહાઉસી' જવુ હોય તોપણ પઠાણકોટ ઊતરવુ પડે આમ પઠાણકોટથી ત્રણ સૌંદર્યધામોની યાત્રા શરૂ થાય છે ડાબી તરફના રસ્તે કાશ્મીર, સહેજ ઈશાન ખૂણા તરફ ડલહાઉસી અને જમણી તરફ કુલુ કાશ્મીર એટલે કે શ્રીનગર ૨૬૭ માઈલ, ડલહાઉસી ૫૨ માઈલ અને કુલુ એટલે કે મનાલી ૧૯૮ માઈલ, એ પ્રમાણે અંતરો છે

કુલુની ખીણમા પહોચ્યા પહેલા કાંગડાની ખીણ વટાવવી પડે છે. કાગડાનો પ્રદેશ ધવલાધાર પર્વતની ધારેધાર પ્રસરેલો છે અને છેક બૈજનાથ (વૈદ્યનાથ) સુધી કાગડાની ખીણ ગણાય છે બૈજનાથની પૂર્વમાં કુલુની ખીણ વિસ્તરેલી છે. તેનો આકાર ત્રિકોણિયો છે બિઆસ અને પાર્વતી એ બે ખીણોની વચ્ચેનો એ ત્રિકોણ છે

કુલુના ફળો બાબતમાં આપણે ઘણું સાભળ્યું છે એ ફળો ઘણા જ સ્વાદિષ્ટ અને તાજગીભર્યા હોય છે બેશક, કાશ્મીરના ફળ પણ એવાં જ. કુલુમા ફળોના મોટા મોટા

બગીચાઓ છે અને કેટલાક માણસો ત્યાં મોટા પાયાનો ધધો કરે છે

કુલુ એ હિમાલયની ખીણ છે એની ઉત્તરે રોહટાગ ઘાટ છે અને તે ઘાટ આપણને લડાખ અને તિબેટ લઈ જાય છે મનાલીથી રોહટાગ ઘાટ ફક્ત ચૌદ માઈલ દૂર છે રોહટાગની ઊંચાઈ ૧૩૦૦૦ ફીટ છે એ ઘાટ વટાવો એટલે મધ્ય હિમાલયની લાહુલ ખીણ શરૂ થાય અને લાહુલ વટાવો એટલે ઉત્તર હિમાલયની-તિબેટની-સ્પીતી ખીણ શરૂ થાય મારી ઈચ્છા રોહટાગ સુધી સફર કરવાની છે રોહટાગના ઘાટ ઉપર બેસીને મારે કુલુની કંદરાઓમાથી ટહુકતા પંખીઓને સાભળવા છે, ઘૂઘવતી બિઆસનો જલતરંગ સાભળવો છે, કુલુની લીલીછમ વનસ્પતિ જોવી છે

આટલા માટે આટલે દૂર સુધી જતા મારા જેવા મૂરખ માણસને આપ હસશો, તો ભલે આપના ઉપહાસ કરતા મને મારો આનદ વધારે વહાલો છે

મુસાફરીના શોખીન જીવોને કદાચ એમ લાગે કે આ શોખ પૂરા કરવા બહુ પૈસા જોઈએ તો તેમની જાણ માટે ઉમેરુ કે અમદાવાદથી પઠાણકોટ સુધીની ત્રીજા વર્ગની મુસાફરી જો તેઓ કરશે તો આવતા-જતાના ચાલીસ રૂપિયા અને પઠાણકોટથી કુલુ-મનાલી સુધીની બસના આવતા-જતાના પાત્રીસ રૂપિયા મળી કુલ પંચોતેર રૂપિયા થશે પઠાણકોટથી શ્રીનગર આવતા-જતાની બસના અઠ્ઠાવીસ રૂપિયા છે ફર્સ્ટ કલાસમા જનારને અમદાવાદથી પઠાણકોટનુ આવતા-જતાનુ ભાડું

એકસો આઠ રૂપિયા થશે. કુલુ કે કાશ્મીર ના જતાં ડલહાઉસી જનારને આવતાં-જતાંનું બસ ભાડું આઠ રૂપિયા થશે. *

કુલુ સસ્તી જગા છે. ડલહાઉસી પણ સસ્તી જગા છે. અમદાવાદમાં રહી નકામાં નિર્માલ્ય સિનેમા-નાટકો જોવાં અને હાનિકારક ઠંડા પીણાં પીવા તથા એવા તેવા ખરચામાં સો રૂપિયામાં પૂળો મૂકવો તેના કરતાં આવી મુસાફરી કરવી તે વધારે લાભકારક છે. વિદ્યાર્થીઓને તો 'સ્ટુડંટ્સ કન્સેશન' મળવાથી ઘણા જ સસ્તામાં આ મુસાફરીઓનો લાભ મળે છે.

આવાં સ્થાનો પૈસાદારો માટે જ છે અને આપણાથી ના જ જવાય એવી લાઘવગ્રંથિથી અમદાવાદમાં ઘણા માણસોને પીડાતા મેં જોયા છે. આવી માન્યતા ધરાવનારને હું એટલું જ કહીશ કે પૈસાદાર સિવાય તો અમદાવાદમાં કોઈ પણ શોભતું નથી; તો પછી અમદાવાદમાં પણ બીજા કોઈએ ના રહેવું જોઈએ. ના જવુ હોય તો ના જઈએ, પરંતુ ખોટા કારણો ના આપીએ.

'સરી જતી કલમ' હવે થોડો વખત આરામ ભોગવશે; કુલુ જઈને કદાચ તે સરે તો સરે. તમારો સ્નેહ તે જરૂર યાદ કરશે. આવતે અઠવાડિયે તો એ નહિ દેખાય, પણ ત્યાર પછી કુલુમાં પંખીઓના ટહુકાર સાંભળતી અને સ્વાદિષ્ટ ફળો આરોગતી એ કદાચ ચાલુ થઈ જશે. હમણાં તો બિસ્તરો જોતી તે અટકે છે.

* આ ભાડાં સને ૧૯૫૬ના હિલ-કન્સેશન રેટ મુજબ છે.

## ૨. વિપાશાનો જલતરંગ

વાચકમિત્રોને આપેલું વચન જરૂર યાદ છે, પણ આ ધુમ્મસ, આ વરસાદ, આ કકડતી ઠંડી અને સુસવાટા કરતો આ પવન હાથમાં પેન પકડવા દે તો ને! આવ્યા તે દિવસે તો આકાશ સ્વચ્છ હતું અને સૃષ્ટિ હસતી હતી. એક જ રાતમાં બધું પલટાઈ ગયું. માણસનાં વચનો, શબ્દો, આશા–ઉમંગો અને ઇચ્છા–અનિચ્છાઓ બધું હવામાન ઉપર છે. આપણાં શરીર અને મન આપણે તાબે નથી, હવામાનને તાબે છે. પરમાત્મા પોતાની ઇચ્છા હવામાન મારફતે વ્યકત કરે છે.

દિલ્હીથી એક રાતની મુસાફરી ખેડી પઠાણકોટ આવી સ્ટેશનવેગન ના મળ્યું એટલે અમે બસ પકડી. આ બસ અમને કાંગડાની ખીણમાંથી બધું બતાવતી બતાવતી મંડી છોડવાની હતી. મંડીમાં રાતવાસો કરી અમારે કુલુની ખીણની મુસાફરી ખેડવાની હતી. મંડીથી મનાલી સુધીના રસ્તાને હું 'વિપાશાનો જલતરંગ' કહીશ.

કાંગડાની ખીણ પસાર કરી બૈજનાથમાં ખાઈપી અમે આઠ જણાં આખરે મંડી પહોંચ્યાં અને ડાકબંગલામાં રાત ગાળી વહેલી સવારે મનાલીની સફર શરૂ કરી. મંડી

ગાદીઓ જેવી આ બસો છે. અને છેક અમદાવાદથી આટલે દૂર આવનાર રખડતાં નહિ તો બીજું શું?

મનાલી ગામડું છે. ચારેતરફ બરફના પહાડો છે. વીજળી નથી. આઠ–દસ દુકાનો છે. કુલુના પહાડીઓ અને લાહુલ તથા લડાખના ખડતલ લોકોની આછી વસ્તી છે. ભરવાડો છે. ઘેટાંબકરાં છે, દેવદેવીઓ છે.

બેનનના બંગલામાં આખરે આવી પહોંચ્યાં. બંગલો ફળોના મોટા બગીચાની વચ્ચોવચ છે. પહાડો અમને ઘેરીને બેઠા છે, વિપાશા એનું સંગીત છેડી રહી છે.

મનાલીના 'બેનન' કુટુંબની કહાણી જાણવા જેવી છે. સને ૧૮૭૫મા એક નવયુવાન અંગ્રેજ લશ્કરી નોકરી માટે કલકત્તામાં ઊતર્યો. એના દિલમાં ભારતની સંસ્કૃતિનો નાદ હતો. એને થિયોસૉફીનો રંગ હતો, બ્રહ્મોસમાજની પણ લગની હતી અને સ્વામી દયાનંદના આર્યસમાજનુ પણ આકર્ષણ હતું. એકવીસ વર્ષનો આ અંગ્રેજ નવયુવાન હિમાલયનાં સ્વપ્નાં સેવતો હતો. તેના સૌંદર્યની તરસથી પીડાતો હતો. કલકત્તામાં પુસ્તકોની એક દુકાનમાં તે ગયો ત્યાં તેના હાથમાં અનાયાસે 'કુલુની ખીણ'નું પુસ્તક આવ્યું. તેણે પુસ્તક ઉથલાવવા માંડ્યું. તેના રસમાં તે ડૂબી ગયો. ચોપડી ખરીદીને તે ઉતારે આવ્યો અને કુલુમય બની ગયો.

આખું જીવન ભારતમાં ગુજારવાનું તેણે નક્કી કર્યું હતું. નિર્ણય પાકો થયો. તેની નિમણૂક ગઢવાલમાં થઈ હતી. તે દહેરાદુન આવ્યો. રજાઓમાં તે બ્રિટન જવાને બદલે કુલુ જવા નીકળ્યો. રસ્તામાં હરદ્વાર જોવા ઊતર્યો

હિંદુ ભાવનાઓથી તેનું હૃદય તરબોળ બન્યું હતું. ત્યાં એક આકસ્મિક બનાવ બન્યો.

કોઈ સુંદર બ્રાહ્મણ કન્યાનો તેને મેળાપ થયો. કયા સંજોગોમાં, કેવી રીતે, એ બધી હકીકત મેં પૂરી જાણી નથી, પણ એટલું જાણ્યું કે તે યુવતી ગંગોત્રીના એક બ્રાહ્મણ કુટુંબની હતી. બંનેને લાગ્યું કે તેઓ અનેક જન્મથી એકમેકને ઓળખતાં હતાં. હૃદયો એક બન્યાં. તે રવાના થયો, કુલુ આવ્યો. કુલુ તેને પેલી યુવતી વગર સૂનું લાગ્યું. એણે બે દિવસ રોકાઈને પાછી હરદ્વારની. મજલ ખેડી. પેલી યુવતી તેને ઝંખતી હતી. એણે લગ્ન કરી. નાખ્યું! કયો વિધિ કર્યો હતો તેની માહિતી મને મળી નથી—કદાચ આર્યસમાજ વિધિ હતો.

પત્નીને લઈને તે કુલુ આવ્યો. ત્યાં તેણે એક ઘર અને થોડી જમીન લીધી. તેના અંગ્રેજ માબાપને—પાકા સામ્રાજ્યવાદી અને જાતિઅભિમાનથી છલકાતાં માબાપને—આ વાત રુચી નહિ. થોડીઘણી મિલકત લઈ તે નવયુવાન કુટુંબથી અલગ થઈ ગયો. બ્રિટનનું બેનન કુટુંબ તેના તરફ પીઠ ફેરવીને બેઠું. યુવાન બેનન લગભગ હિંદુ બની ગયા. તેને ત્રણ પુત્રો થયા. પોતે આર્યસમાજ વિધિથી વહેવાર કરવા લાગ્યો.

આ ત્રણ પુત્રોમાં સૌથી મોટા તે મેજર બેનન. એ ત્રણે કુલુમાં પરણ્યા છે અને વાડીવિસ્તારવાળા છે. એમને ત્યાં સત્યનારાયણની કથા પણ રીતસર થાય છે. બેનનોના વૃદ્ધ મામા ગંગોત્રી તરફ હમણાં જ ગુજરી ગયા. મોસાળમાં બધા ગોરપદું કરતા હતા એવું સાંભળ્યું છે.

## ૩. દેવોના લાલા

**અમે** આવ્યા તેને બીજે દિવસે મનાલીમાં મેળો હતો. બાજુના પહાડ ઉપર હિડિંબાનું મંદિર છે, જ્યાં દેવદેવીઓની મૂર્તિવાળી ચાર-પાંચ પાલખીઓ આવી પહોંચી. પાલખીઓને મંદિર આગળ મૂકી પુરુષો નાચવા લાગ્યા.

એક હાથમાં રૂમાલ રાખી કમર આગળથી વળીને એ બધા નાચતા હતા. ગોળ ગોળ ફરીને નાચતા પહાડીઓની પાનીઓ જ ફક્ત સહેજ સહેજ ખસતી હતી. સ્ત્રીઓ નાચતી નહોતી, જોતી હતી અને વચમાં વચમાં ગાતી હતી.

આ નાચ મરદોને શોભે એવો મને તો લાગ્યો નહિ. એમાં ઝમક, ચમક કે વીરત્વ નહોતું; માર્દવ હતું, કોમળતા હતી, સ્રૈણ હતું. આ નૃત્ય જો કુલુની સ્ત્રીઓ કરતી હોય તો ઘણું દીપી ઊઠે.

હિડિંબા દેવીને પાલખીમાં બેસાડવામાં આવ્યાં હતાં. દેવી ગોળમટોળ અને જાજરમાન હતાં. ભીમસેનની પત્ની તો એવી જ હોય—નબળીપોચી સ્ત્રીનું ભીમસેન હરણ કરે નહિ.

કુલુની સ્ત્રીઓ આકર્ષક હોય છે, પરંતુ તેમનું કાંઈ

હિડિંબા જેવું હોતું નથી. મને લાગે છે કે ઉત્તરે લડાખ અગર તિબેટથી કોઈ અડાબીડ સ્ત્રી કુલુ ઉપર ચઢી આવી હશે અને એણે અહીંના કોમળ પુરુષોને હરાવીને નાચવાની ફરજ પાડી હશે. આવા સુકોમળ પુરુષો તો કદાચ ગુજરાતમાં પણ જોવા નહિ મળે.

કુલુના દેવો, પહાડીઓની માન્યતા મુજબ, બધું જ કરે છે. વરસાદ એ લાવે છે, લગ્ન એ કરાવે છે; છૂટાછેડા એ કરાવે છે, તાવતરિયો એ લાવે છે, રીંછ, વાઘ, સાપ એ બધાંનું રૂપ એ ધારણ કરે છે. એ ઝાડ બની જાય છે, વાદળું બની જાય છે, પવન બની જાય છે. કુલુના લોકો આ બધા દેવોને રીઝવવા વરઘોડા કહાડે છે, નાચ કરે છે, પ્રાણીઓનાં બલિદાન આપે છે અને તેમ છતાં પણ દેવ જો ના રીઝે તો શિક્ષા પણ કરે છે!

કેટલીક સાલ પહેલાં દસ-પંદર પહાડીઓ કુલુના મૅજિસ્ટ્રેટ પાસે એક દેવની મૂર્તિ લઈ ગયા. મૅજિસ્ટ્રેટે તેમને પૂછ્યું: "કેમ આવ્યા છો?" પેલા ગામડિયાઓએ કહ્યું: "આને પૂરી દો!" મૅજિસ્ટ્રેટે આખરે જાણ્યું કે એ વરસાદના દેવ હતા. ઘણું રીઝવ્યા છતાં વરસાદ આવ્યો નહિ એટલે પહાડીઓ એના ઉપર ખિજાયા અને એને જેલમાં પુરાવવા લાવ્યા. મૅજિસ્ટ્રેટ રમૂજી અંગ્રેજ હતો. એણે પેલી મૂર્તિને એક કોટડીમાં પૂરી દીધી. પહાડીઓ સંતોષથી ચાલ્યા ગયા. મૅજિસ્ટ્રેટ સાહેબની રમૂજી ક્ષણજીવી નીવડી: દેવ કેદ થયા પછી બે જ કલાકમાં ભારે વરસાદ પડ્યો! આ બનાવ એક પુસ્તકમાં નોંધાયો છે.

રાજકારણમાં પણ આ બધા દેવોનો ઉપયોગ થઈ રહ્યો છે, છૂટથી થઈ રહ્યો છે. હિડિંબાના મેળામાં, પેલો નાચ પતી ગયા પછી, "ચૂંટણી–જંગ" શરૂ થયો. અહીં હજી ચૂંટણી બાકી હતી. કોંગ્રેસની વિરુદ્ધ ભાષણ કરવા એક સ્વતંત્ર ઉમેદવાર ઊભો થયો. એણે નીચે પ્રમાણે ભાષણગંગા રેલાવી:

"કુલુની શાન ખાતર કોંગ્રેસને શિકસ્ત આપજો. કુલુનું આપણે અલગ રાજ્ય જોઈએ છે. હિડિંબા મા આપણી સાથે છે. મા હિડિંબાનો જય હો અને કોંગ્રેસનો પરાજય હો! કુલુ જિંદાબાદ."

તે અટક્યો. પોતાના એક સાગરીતને નિશાની કરી એટલે તેણે તાળીઓ પાડી. પછી બધાએ તાળીઓ પાડી અને હિડિંબાની જય બોલાવી બધા વીખરાઈ ગયા. અમે બધાંએ પણ ચાલવા માંડયું, કારણ કે વીજળીના કડાકા બોલવા લાગ્યા. હિડિંબાદેવી ગુસ્સે થઈ જાય તે પહેલાં અમે ઘર ભેગાં થઈ ગયા.

મનાલીથી લગભગ બે માઈલ છેટે વસિષ્ઠનું મંદિર છે. મહામુનિ વસિષ્ઠની એક લાકડાની મૂર્તિ છે. વસિષ્ઠજીને ચશ્મા પણ પહેરાવ્યાં હતાં! લંગોટી નહોતી, ગાંધીજી વીંટતા હતા તેવી બે વેંત લાંબી પોતડી પહેરાવી હતી. એક ક્ષણ તો આપણને થાય કે જાણે ગાંધીજીની જ આકૃતિ છે! સામ્ય પણ બરાબર છે: બન્ને જણા શાંત, વીતરાગ, તપસ્વીઓ.

વસિષ્ઠાશ્રમનો આસપાસ બે–ત્રણ ઝરણાં વહે છે. એ ઝરણાંનું પાણી ગરમ હોય છે. શ્રદ્ધાળુઓ માને છે કે મહા-

મુનિ વસિષ્ઠના તપના પ્રભાવથી પાછળ ઊભેલો બરફનો પહાડ ગરમ થઈ ગયો અને બરફ ઊકળીને ગરમ પાણી વહેવા લાગ્યું. આ ગરમ પાણીના બે કુંડ છે, જેમાં આપણે સહેલાઈથી નહાઈ શકીએ. ધર્મમાં શ્રદ્ધા રાખનારની એ માન્યતા થઈ. સાયન્સમાં શ્રદ્ધા રાખનાર કહેશે કે આ પાણીમાં ગંધક છે, વગેરે. આ કુંડમાં નિયમિત રીતે સ્નાન કરનારને સંધિવાનું દરદ મટી જાય છે—વસિષ્ઠમુનિના પ્રતાપે કે ગંધકના પ્રતાપે, ગમે તે રીતે. ત્યાંનો પૂજારી મૂળ કાશ્મીરી બ્રાહ્મણ, પણ ચાર-પાંચ પેઢીથી કુટુંબ અહીં આવીને વસેલું એટલે હવે અહીં ભળી ગયું છે. પૂજારીને બે પત્નીઓ છે. કુલુમાં જેને પૂછો તેને બે-ત્રણ પત્નીઓ હશે. મેજર બેનન અને તેમના ભાઈઓ પણ બબ્બે પત્નીઓ-વાળા છે. કદાચ એમ હશે કે દેવો બે-ત્રણ પત્નીઓની તરફેણમાં છે!

કુલુમાં જો અનેકપત્નીનો રિવાજ છે તો બાર ગાઉ દૂર લાહૂલ અને સ્પીટીમાં વળી જુદી લીલા છે. ત્યાં અનેક-પતિની પ્રથા છે. એક સ્ત્રીને ચાર-પાંચ કે સાત સુધી પતિ હોય છે. પેલાં હિડિંબા દેવી, હું માનું છું કે, ત્યાનાં જ હશે. એમણે ભીમસેનમાં પાંચ-સાત પતિ જોયા હશે અને તેથી જ ભીમસેનથી 'ઇતિ' ઉચ્ચાર્યું હશે. કુલુમાં, લાહૂલમાં તથા સ્પીટીમાં બધે જ સ્ત્રીનું વર્ચસ્વ છે, પછી ભલે અનેક-પત્નીની પ્રથા હોય અગર અનેકપતિની પ્રથા હોય, મુખ્ય વસ્તુ તો વર્ચસ્વની છે.

દેવોની ઇચ્છાઅનિચ્છા કુલુના લોકો તે તે દેવોના ચેલાઓ

મારફતે જાણે છે. ચેલામાં દેવ ઊતરે છે અને ચેલો દેવના મનની વાત જાહેર કરે છે. ચેલાને આપણે ભૂવો કહીએ તોપણ ચાલી શકે. એના શબ્દમાં વિશ્વાસ રાખી સૌ વર્તે છે.

દરેકના દેવ હોય છે એમ 'રોહટાંગ ઘાટ'નો અને તેની પાસે ઊભેલા 'ગફાન' પહાડનો પણ એક દેવ છે. દેવની મરજી જાણ્યા વગર આ ઘાટ અને આ પહાડ ઉપર ચઢવું સલાહભરેલું નથી. રોહટાંગ ઘાટ કુલુને લાહૂલ તથા સ્પીટીની સાથે જોડનારો ઘાટ છે. થોડાંક વર્ષો ઉપર કેટલાક અંગ્રેજોએ રોહટાંગ અને ગફાનના દેવની મરજીની ઉપરવટ થઈ ત્યાં પ્રયાણ કર્યું. પરિણામ એ આવ્યું કે સાઠ માણસનો કાફલો રોહટાંગ ઉપરના સખ્ત વાવાઝોડામા ઘસડાઈને બરફ નીચે દબાઈ ગયો. ત્યારથી બધા માને છે કે હિંદુઓના દેવોનું બીજાઓ ઉપર પણ વર્ચસ્વ છે મેજર બ્રુસ પોતાના પુસ્તકમાં લખે છે કે મારે જ્યારે ગફાનના પહાડ ઉપર ચઢવું હતું ત્યારે તેના દેવને એક ઘેટો ચઢાવીને પછી હું ચઢ્યો હતો અને મારો પ્રવાસ ઘણો સફળ થયો હતો.

મારે રોહટાંગ ઉપર ચઢવું છે, પણ દેવની ઇચ્છા જણાવનાર ચેલો હજી કુલુથી આવ્યો નથી એટલે ચઢતાં ડરું છું. આ બધાં પહાડો અને ઝરણાંઓમાં દેવોનો વાસ નથી એવું માની સાહસ ખેડવાની મારી ઇચ્છા નથી. હું ઘેટા કે બકરાનું બલિદાન આપવાનો નથી. સત્યનારાયણની કથા કરાવી નાખીશ અને શીરો ખાઈને ચઢીશ. સત્ય-નારાયણની હકૂમત બહુ રોહટાંગ સુધી પહોંચતી નહિ

હોય પણ રોહટાંગ દેવ સત્યનારાયણ દેવને માન આપે તેવા સમજુ તો જરૂર હશે. હમણાં તો અમે બધાં રોહટાંગનો વિચાર માંડી વાળી 'કોઠી' સુધી જઈ પાછાં ફર્યાં છીએ. કોઠી અહીંથી આઠ માઇલ છે અને ત્યાંથી રોહટાંગ સાત માઇલ છે. કોઠી સુધી પહોંચતાં પહોંચતાં તો પવનના દેવે અમારી ખબર લઈ લીધી. એટલો તો ભયાનક અને પ્રચંડ વેગ હતો કે ઊછળી પડીએ! પહાડોની ગંજાવર હારમાળા ઘૂઘવતી હતી અને ધસમસતી વિપાશા (બિઆસ) જાણે ગાંડીતૂર બની ના હોય તેમ પહાડને લાતો ને ગડદાપાટુ મારતી દોડતી હતી! એક નહિ પણ ચાર-પાંચ દેવો તથા દેવીઓની મને તો આ બધી ધમાચકડી લાગતી હતી. હું સમજી ગયો કે આ અમારો અનાદર હતો, રોહટાંગનું માંડી વાળો, એવો આદેશ હતો.

કુલુમાં આવો તો કુલુના દેવોની હકૂમતનો અનાદર ના કરશો. એવું કંઈ કરી બેસીને 'સુધારક' કે 'બુદ્ધિમાન' હોવાનું જો અભિમાન ધારણ કરશો તો વરસાદ તૂટી પડશે, વાવાઝોડું થશે, ઘી, તેલ, શાકપાંદડું કશું બજારમાં નહિ મળે અને ખૂબ પસ્તાશો! અહીં આવીને હિડિંબા દેવીને નમસ્કાર કરી આવજો અને જૂનો ન મળે તો નવો પૈસો પણ ત્યાં મૂકી આવજો. આ સૃષ્ટિ જુદી છે, અહીંનો હકૂમત જુદી છે, અહીં 'સાયન્સ', 'લૉજિક' અને એવા બધા અજાણ્યા દેવોનું જરા પણ ચલણ નથી; અહીં દેવી હિડિંબાની હકૂમત છે.

## ૪. નગર તરફ

**અમે બધાં** આજે વહેલાં ઊઠ્યાં હતાં. ઋતુ બદલાઈ ગઈ હતી. વરસાદ અને પવન જંપ્યા હતા. બાળકો ઉત્સાહમાં હતાં, કારણ કે આજે અમારો 'નગર'નો પ્રોગ્રામ હતો.

નગર એ કુલુની જૂની રાજધાની હતું. મનાલીથી કત્રાયણને રસ્તે 'પતલીકુહ' નામનું એક ગામ આવે છે ત્યાંથી બે-ત્રણ માઈલનું ચઢાણ કરી નગર પહોંચાય છે.

સૂર્યનાં કિરણો બરફનાં શિખરોની પાછળ ખેલતાં હશે, કેમ કે પંખીઓ ટહુકતાં હતાં અને ઉજાસની આછી આછી રેખાઓ પહાડોની ધાર ઉપર દેખાતી હતી. ચહા પીતું પીતું અમારું કુટુંબ નગરના વિચારોમાં આનંદમાં હતું. અમે જેમનાં મહેમાન બનવાનાં હતાં તેમનો સ્નેહથી ભરેલો પત્ર મને બે-ત્રણ વખત વાંચતો જોઈ મારાં પત્નીએ મશ્કરી કરી કે, "બરાબર વાંચજો, કંઈ ભૂલ તો નથી થતી ને?"

ઘોડા આવ્યા નહિ. ગઈ કાલે સાંજે એક ઘોડાવાળો કહી ગયો હતો કે ઘોડા લાવીશ. આવું તો બે-ત્રણ વખત બનેલું એટલે એની ગાપચીથી અમે ટેવાઈ ગયાં હતાં.

બસમાં પતલીકુઈ સુધી જઈ ત્યાંથી નગર સુધી ઘોડા લેવાનું નક્કી કર્યું અને નીકળ્યાં.

બસ ઊપડવાને વાર હતી. આઠ–દસ દુકાનોવાળા મનાલીના બજારમાં લટારો મારી, કાંઈ ના સૂઝ્યું એટલે પૂરી, પકોડી, મગફળી, ચેરી જે. કાંઈ દેખાય તે વારાફરતી ખાવા લાગ્યાં. દુકાનદારોને અને અમને બંનેને આનંદ થયો.

બસવાળાઓ તો રાજા થઈ ગયા છે. સરકારી નોકરો તે કૈયતને કાંઈ ગાંઠે ? મારા નોકર સાથે મેં કંડક્ટરને સંદેશો કહેવડાવ્યો કે બસ ઉપાડવાનો વખત થઈ ગયો છે. નોકર પાછો આવ્યો. એ સાહેબ શાના સાંભળે ? એમને તથા ડ્રાઈવર સાહેબને ચહા પીવી હતી, સિગરેટ પીવી હતી, પાન ખાવું હતું; નવરા બેઠેલા પોસ્ટમૅન તથા બીજા બે–ત્રણ જણા સાથે વાતો કરવી હતી. અમે પછી બીજી મગફળીઓ લઈ ખાવા માંડી. પોણો કલાક મોડી એણે બસ ઉપાડી. એને મન અમે બધાં માણસો નહોતાં, બકરાં હતાં.

બકરાંને આખરે પતલીકુઈ ઉતારવામાં આવ્યાં. પતલીકુઈમાં બે–ત્રણ ઘર હતાં—ઉપર રહેવાનું ને નીચે દુકાન એવી રીતનાં. દુકાનો ખૂલી નહોતી. દુકાનદારો ઊંઘતા હતા કે ઉપર બેઠા હોકો પીતા હતા. ,અમે અમારી પોતાની દુકાન માંડી દીધી. એક ઘરની ઓસરીમાં શેતરંજી પાથરી ચેવડાનો ડબ્બો ખોલ્યો અને થર્મોસમાથી ચહાના પ્યાલા ભરવા માંડ્યા. થોડીવારે દુકાનદાર નીચે આવ્યો. એને અમે ચેવડો તથા ,ચહા આપીને નાસ્તો કરાવ્યો. એની ઓસરી વાપરી તે માટે. આભાર માની મેં આઠ

આના ધર્યા પણ એણે ના લીધા; ફક્ત નમસ્કાર કર્યા. મને એ ગમ્યું. મને એ માણસ સંસ્કારી લાગ્યો; એની જગાએ હું હોત તો આઠ આના ગજવામાં મૂકી દેત.

ઘોડાની શોધ શરૂ થઈ. બરાબર એક કલાકે ઘોડા જેવાં દેખાતાં સાત–આઠ પ્રાણીનાં અમને દર્શન કરાવવામાં આવ્યાં. એમાંનું એકે પ્રાણી ચાર ફૂટથી ઊંચું હોય એ માનવાને હું તૈયાર નથી. આ બધા ઘોડાઓ એકસરખા જ હોય છે અને જે મોટો, એટલે કે ઊંચો લાગે છે તે ફક્ત દૃષ્ટિભ્રમ જ છે. બેકની નીચે એકાદ ગોદડી વધુ દબાવો એટલે ઘોડો ઊંચો થયો લાગે! આવા એક ઊંચા ઘોડા ઉપર હું બેઠો. એ થોડું ચાલ્યો, પછી ઊભો રહ્યો અને ઘાસ ચરવા લાગ્યો. પછી હું ઊતરી ગયો અને સ્વાશ્રયી બની ગયો.

નગરનો રસ્તો ચઢાણ છે. સવારની ખુશનુમા હવામાં ચઢાણ લાગતું નહોતું. આનંદથી અમે બધાં ઘોડા ઉપરથી ઊતરીને ચાલવા લાગ્યાં. વચ્ચે વચ્ચે મારાં પત્ની મને પૂછતાં હતાં કે "પેલો પત્ર તમે બરાબર વાંચ્યો તો છે ને?"

આખરે અમે 'નગર કિલ્લા' આગળ આવી પહોંચ્યાં. એ મૂળ રાજાઓનો મહેલ હતો. હવે ત્યાં મુસાફરોનું 'રેસ્ટ હાઉસ' કરવામાં આવ્યું છે. કિલ્લામાં આવીને અમે કુલુની ભવ્યતા જોવા માંડી. આખી ખીણ અને તેની આસપાસની મનોહર ગિરિમાળા કોઈ જાદુગરની માયાવી સૃષ્ટિ જેવાં લાગતાં હતાં. દિવસ ચોખ્ખો હતો અને સૂર્યનારાયણ હસતા હતા. નગરના ઢોળાવ ઉપરના, ફળોના

બગીચા પણ હસતા હતા. સામે કત્રાયણ ગામ લીલુંછમ દેખાતું હતું અને એની અને અમારી વચ્ચેથી વિપાશા ધસમસતી વહેતી હતી. વિપાશાનાં પાણી લીલાં, ભૂખરાં ને સફેદ લાગતાં હતાં.

નગરમાં બેઠે બેઠે મશહૂર ચિત્રકાર નિકોલસ રોરિકે હિમાલયનાં દિવ્ય ચિત્રો દોર્યાં હતાં. એ બધાં ચિત્રો મારી સ્મૃતિમાં ઊપસી આવ્યાં. ત્યારે મને લાગ્યું કે રોરિકે હિમાલય ફક્ત જોયો નથી, પીધો છે. કુલુનાં પ્રભાત અને સાયંકાળ રંગોની કોઈ અદ્‌ભુત લીલા બની રહે છે. એવી લીલા કદાચ આપણને સોનમર્ગ કે લીદરવટમાં કાશ્મીર તરફ જોવા મળશે.

પેલા મિત્રનું રહેઠાણ શોધતાં અમે પછી નીકળ્યાં. આખરે એમનો બંગલો શોધી કહાડયો. ફળોના બગીચાની વચ્ચે આવેલા તેમના બંગલામાં બે કલાક ગાળી, તેમની મહેમાનગીરી ચાખી, અમે નગરથી પાછાં ફરવા નીકળ્યાં. મારે ઉમેરવું જોઈએ કે પેલો પત્ર વાંચવામાં મારી ભૂલ થઈ નહોતી અને શબ્દો પ્રમાણે જ સ્નેહ હતો.

નગરમાં આજે કોઈ ઉત્સવ હતો, પણ ઉત્સવ જોવાનો અમને ખાસ સમય નહોતો એટલે મનાલી તરફ અમે કૂચ કરી. ઘોડાઓ ઉપર બેસવાનું અમને મન થયું નહિ; અમારી સાથે એમને રાખ્યા એટલો જ માત્ર આનંદ હતો.

મનાલીની બસ આવવાને વાર હતી એટલે પેલા દુકાનદારની ઓસરીમાં પડાવ નાખ્યો. એની પાસે અમારે

ખરીદવા જેવું કશું હતું નહિ એટલે એને ચહા આપીને વાતોના તડાકા શરૂ કર્યા.

એણે મને કહ્યું કે કુલુમાં પહાડી રજપૂતોની વસ્તી સારા પ્રમાણમાં છે. એ પોતે પહાડી રજપૂત હતો. એ બધા દેવીના ભક્તો છે. દારૂની બદી ઘણી છે. લગ્નની પ્રથા બહુ શિથિલ હોય છે. વર એક મિજબાની આપી ખાણી-પીણીમાં ખરચ કરી નાખે એટલે લગ્ન થઈ ગયું ગણાય! લગ્નવિધિ જેવું ખાસ હોતું નથી. આવી સામાજિક શિથિલતાનું કારણ કદાચ લાહુલ, સ્પીટી અને તિબેટના લોકોનો સતત સંપર્ક હશે એવું કેટલાકો માને છે.

અમે વાતો કરતાં હતાં તેવામાં એક સ્ત્રી ચોખા ખરીદવા આવી. તેનો ચહેરો સોહામણો હતો. મેં તેની સાથે વાત કરવા માંડી. એ હતી લાહુલની એક મજૂરણ. એનો વર પાંચેક વરસથી પંજાબ તરફ મજૂરીની શોધમાં નીકળી પડ્યો હતો. કોઈક વાર એની ખબરઅંતર આવ્યા કરતી. બાઈની ઉંમર ચાળીસેક વર્ષની હતી. એની અઢારેક વર્ષની છોકરી મજૂરી માટે મંડી તરફ ગઈ હતી. બાઈના શરીરે રૂપાના અનેક દાગીના હતા. લાહુલમાં પોતાને ખેતી હતી અને ઘેટાં-બકરાં તથા બે ગાયો પણ હતાં. મજૂરીના પૈસા બચાવી પોતે ઘેટાં ખરીદતી અને ઊનમાંથી સારું પેદા કરતી.

"આપ શું પૂછો છો એની પાસેથી માતમના?" દુકાનદારે મને પૂછ્યું.

મેં કાંઈ જવાબ આપવાને બદલે તેને સામો સવાલ પૂછ્યો.

"દસેક હજારની માલમતા હશે." દુકાનદારે મને કહ્યું.

મેં બાઈના સામું જોયું. એણે આંખો મીંચીને બુદ્ધ ભગવાનનું નામ ઉચ્ચાર્યું.

અમારી બસ આવી અને ,અમે પણ બુદ્ધ ભગવાનનું નામ ઉચ્ચારી ઊભાં થયાં. નમતો પહોર થયો હતો.

અમને બસમાં ખોસી દેવામાં આવ્યાં. મનુષ્યો મટી અમે ફરી પાછાં બકરાં બની ગયાં.

એક કલાક સુધી હાડકાં ટીચીને બસ અમને મનાલી લાવી. સંધ્યાકાળ થયો હતો. માખણનો ડબ્બો લઈ લગભગ તૂટેલાં હાડકાંએ અમે ઘર તરફ ચાલવા માંડયું.

રસ્તામાં બે લામાઓ સામા મળ્યા.

"ઓમ્ મણિપદ્મની હુમ્" મેં ઉચ્ચાર્યું.

એમાંના એકે એ પ્રમાણે સામું ઉચ્ચારીને હસવા માંડયું. બાજુના રસ્તા ઉપરથી તેની પાછળ આઠ-દસ ભૂટિયા આવતા હતા. અમારા તરફ જોઈ દરેકે પોતાની જીભ કહાડી; જીભ કહાડવી એ સામાને સંમાન આપવાનો તિબેટના લોકોનો રિવાજ છે.

પેલા લામાએ બજારને છેડે એક ઘર ભાડે લીધું હતું. એની સાથે જે લામા હતો એ તેનો ચેલો હતો. એણે મને પોતાને ત્યાં આવવા વિનંતિ કરી. બીજાં બધાં ઘેર ગયાં. હું પેલા લામાને ત્યાં ગયો. એનું ઘર બે માળનું હતું. એ મને ઉપર લઈ ગયો.

ઓરડામાં બુદ્ધ ભગવાનની અનેક છબીઓ હતી, કેટલાંક યંત્રો હતાં. લામાએ મને કહ્યું કે પોતે વૈદ હતો. દવાઓની કેટલીયે શીશીઓ અને પડીકાં નાનાં નાનાં ટેબલો ઉપર પડ્યાં હતાં. એક ખૂણામાં કેટલાંક હસ્તલિખિત પુસ્તકો હતાં. એ પુસ્તકો જંતરમંતર તથા વૈદકનાં હતાં એવું એણે મને કહ્યું. એને ત્યાં હું લગભગ અડધો કલાક બેઠો હોઈશ તેમાં એણે મને જાદુમંતરની ઘણી વાતો કરી: મડદાને જીવતું કરવું, માણસની ચકલી બનાવવી, મૂઠ મારવી, વશીકરણ કરવું, એવું બધું સાંભળતાં મેં એની શ્રદ્ધા પીવાનો પ્રયત્ન કર્યો. લામો જુઠ્ઠો નહોતો; એ બધી વસ્તુઓમાં પોતે માનતો હતો. પોતે એમાંનું કશું કરી શકતો નહોતો એનું કારણ, એના કહેવા મુજબ, એની સાધનાની કચાશ હતી. જ્યારે પોતે પાકો થશે ત્યારે મડદાં જીવતાં કરશે, માણસોની ચકલીઓ કરી નાખશે, એવી તેની શ્રદ્ધા હતી. મને એનામાં ભારે રસ પડ્યો. એની શ્રદ્ધા મને જરા પણ ભાવી નહિ.

ઘેર આવ્યો ત્યારે કુંબીજનો જથ્થા મારે મટી ૨૬ ગ્રેનાં હતાં.

## ૫. પાછા ફરતાં

**મનાલીમાં** ત્રણ અઠવાડિયાં અમારે માટે ઘણાં જ હતાં. હવાપાણી ઉત્તમ પણ ખાવાપીવાની ચીજો થોડીઘણી જે મળતી તેનો ભાવ ચીરી નાખે તેવો હતો. શાકભાજી તો મંડીથી જ્યારે બસમાં આવે ત્યારે મળે. ઘી તો દેખાતું નહોતું; એકાદ વખત વળી ઘી જેવું કંઈક મંડીથી આવેલું. પરિણામ એ આવ્યું કે પ્રોવિઝનના સ્ટોરની એક દૂકાન ત્યાં જે હતી તે અમે લગભગ ખાલી કરી નાખી! માખણ, ચીઝ, મેકરોની, બિસ્કિટ, એ બધાં ઉપર છોકરાંઓએ સારો સારો શાખ્યો. ફળોની ઋતુને વરસાદ ને વાવાઝોડાને લીધે મોડું થયું હતું એટલે, છેક કુલુમાં હતાં એટલું જ નહિ પણ ફળોના બગીચાની વચ્ચે રહેતાં હતાં છતાં, ડબ્બાનાં ફળ અને ક્રીમ ખાવાં પડતાં. છેક પાછળથી ચેરી મળવાં શરૂ થયાં. ચેરી કાશ્મીરને ભુલાવે તેવાં હતાં.

બસની મુસાફરીથી હાડકાં ખોખરાં થયાં હતા એટલે સ્ટેશન–વેગનને માટે મંડી તાર કર્યો. પણ બસ સર્વિસ પાસે ફક્ત એક જ સ્ટેશન–વેગન હતું, જે પાછું ચૂંટણી-જંગમાં રોકાયું હતું. અમને લાગ્યું કે અમારી ગ્રહદશા વાંકી હતી: હાડકાં ટિચાવાનાં હજી બાકી હતાં. કુલુની

મુસાફરી મારે મન હાડકાં ટિચામણીનો સળંગ પ્રયોગ હતો.

સવારે નીકળી અમે બપોરે મંડી આવ્યાં. ધાર્યા કરતાં થાક ઓછો લાગ્યો હતો. ડાકબંગલામાં નહાઈ–ધોઈ તાજા-માજા થઈ અમે એક કલાક મંડી જોવામાં ગાળ્યો. મંડી આગળ વિપાશા પુરબહારમાં વહે છે. તેના ઉપર બાંધેલો, વિક્ટોરિયા રાણીના વખતનો, નેવું વરસ જૂનો પુલ ઝૂલતો છે, જેના ઉપર વાહનવહેવાર કલાકના ત્રણ માઈલ પ્રમાણે કરવામાં આવે છે

વિલિનીકરણ પહેલાં મંડી દેશી રાજ્ય હતું. હજી પણ એ વાતાવરણ, એ હવા, એ રહેણીકરણી અને એ વહીવટ ત્યાં દેખાય છે. જૂનાં મંદિરો છે. ડાકબંગલો ઊંચી ટેકરી ઉપર ઘણી સારી જગાએ છે. અમે ગરમ ગરમ ખાવાનું આપટીને બપોરે પાછું પ્રયાણ શરૂ કર્યું.

શરૂઆતમાં તો આ બસ સારું ચાલી, પણ કલાક પછી 'વખાણી ખીચડી દાતે વળગી' જેવું થયું. દસ દસ મિનિટે એ રિસાઈ જતી અને ઊભી રહેતી. મંડીથી જોગીંદરનગરનો રસ્તો ખૂટતો જ નહોતો. ડ્રાઇવર ફિલસૂફ જેવો હતો. બસ અટકતી એટલે પોતે સિગરેટ કહાડતો અને ફૂંકો મારીને આકાશ તરફ જોયા કરતો. પછી પોતાની બેઠકની સામે લટકાવેલી માતાજીની છબીને નમસ્કાર કરી પાનું લઈ બસનું બોનેટ ખોલી કંઈ ઠોકાઠોક કરતો. પાછી તે ચાલતી અને પાછી અટકતી. મેં ગણ્યું હતું કે બરાબર ચોવીસ વખત તે અટકી હતી!

અમે બૈજનાથમાં બે દિવસ ગાળવાનું નક્કી કર્યું હતું. જોગીંદરનગર મોટું પાવરસ્ટેશન છે, પણ જોવા જવાનો સવાલ નહોતો, કેમ કે ત્યાં જ રાત પડી ગઈ હતી. ત્યાંથી બૈજનાથ સુધી બસ બહુ જ ડાહી થઈ ગઈ. આખરે રાતે દસ વાગે અમે બૈજનાથ પહોંચ્યાં અને બસને ડાકબંગલા તરફ હંકારાવી દીધી.

ડાકબંગલાવાળા ખાનસામાને અમારો તાર મળ્યો નહોતો એવું તેણે કહ્યું. જગા પણ હતી નહિ, કારણ કે ચૂંટણીજંગની તપાસ રાખનારા અધિકારીઓ આવવાના હતા. મેં એની વાત ઉપર ધ્યાન આપ્યા વગર એક ઓરડાનું બારણું ખોલી નાખ્યું અને સામાન અંદર મુકાવી આરામખુરસીમાં પડ્યો. ખાનસામો વિચારમાં પડી ગયો.

'સાહેબ, મારા ઉપર ડિપ્ટી કમિશ્નર સાહેબનો હુકમ છે....' એણે શરૂ કર્યું.

'તારા ડિપ્ટી સાહેબને કહેજે કે તું હુકમ પાળવા ગયો પણ મેં તને પાળવા દીધો નહિ. લાવ તને લખી આપું.' એ સમજુ માણસ હતો. એણે અમારી બહુ સારી આગતા-સ્વાગતા કરી.

સવારે ઊઠ્યાં ત્યારે તાજાંમાજાં હતાં. હવા એટલી તો તાજગીભરી હતી! બૈજનાથ ખરેખર સુંદર જગા છે! ડાકબંગલો એટલી સરસ અને એકાંત જગાએ છે કે ચારે તરફની સૃષ્ટિ આપણે અખંડ જોઈ શકીએ. સામે જ ધવલાધારનાં શ્વેત શિખરો આપણા ઉપર છાયા ઢાળતાં ના હોય તેવાં ઊભાં છે. તેની નીચે ધરમશાળા નામનું પંજાબનું

હિલસ્ટેશન છે. ધવલાધારને ઓળંગીએ તો બરાબર સામે ડલહાઉસી છે ધવલાધારને જોઈ અમને બધાને અમારું પ્રિય ડલહાઉસી યાદ આવ્યું.

ચહા તથા નાસ્તો કરી અમે બૈજનાથ ઘૂમવા નીકળી પડ્યા. સ્ફૂર્તિ આપે તેવો પ્રાણવાન પવન વાતો હતો ગામ સોહામણું છે ત્યાં સંસ્કૃત પાઠશાળા છે અને લાયબ્રેરી પણ છે

બૈજનાથનું શુદ્ધ નામ વૈદ્યનાથ છે વૈદ્યોના સ્વામી કહેતા ભગવાન શંકરનું ત્યાં પ્રાચીન મંદિર છે. અમે બધાં મંદિર જોવા ગયા મંદિરનું સ્થાપત્ય શિલ્પશાસ્ત્રના પંડિતો જેવા કે ફર્ગ્યુસન, હેવેલ વગેરેએ ખૂબ વખાણ્યું છે. કોતરણી ઘણી જ સુરેખ અને કોમળ છે ભગવાન શંકરના દર્શન કરી અમે આખું મંદિર ફરી વળ્યા. મંદિર સને ૧૨૦૪ની સાલનું છે

બૈજનાથમાં બે દિવસ અમે ખૂબ આરામમાં ગાળ્યા અને હવા, ગામ તથા ડાકબંગલો અને તેના માળીઓથી ખુશ થઈ અમે પઠાણકોટ તરફ પ્રયાણ કર્યું.

કાંગડાનો પ્રદેશ પણ રમણીય છે કુલુની દૈવી સૃષ્ટિ ભલે આપણને ત્યાં ના દેખાય, પરંતુ સૌમ્ય સુંદરતા ઘણી છે ત્યાંના ગામો પણ ઊજળા અને હસતા લાગે રસ્તો ઘણો જ સરસ અને સળંગ છે કાંગડા ગામ અમે જોયું. જ્વાળામુખી જવા વિચાર હતો પણ મેળ ખાધો નહિ એટલે કાંગડાથી સંતોષ માની અમે પઠાણકોટ ભેગા થઈ ગયા.

# ૧. ઑક્ટોબરમાં કાશ્મીર

**કાશ્મીર** એક નથી, અનેક છે: જે જે ઋતુમાં જાવ તે તે ઋતુનું જુદું કાશ્મીર છે. વસંતમાં અનેક જાતના કોમળ અભિસાર હોય છે. વાદળાં દોડધામ કરે છે. પર્વતો ઉપરનો સફેદ દૂધ જેવો બરફ અને જમીન ઉપરની તાજી લીલાશ બંનેમાં વૃત્તિ લીન બની જાય છે. વરસાદ કહે, હું રહી ગયો; એટલે ધમાલ કરતો એકદમ નીચે ઊતરી પડે છે. પવન પણ વસંતના રાજ્યમાં શાનો શાંત રહે! પહાડો ઉપરની ઠંડક ચોરતો તે ફૂંકી નાખે છે. કાશ્મીરની વસંત મનસ્વી મુગ્ધા જેવી છે.

પછી આવે છે ગ્રીષ્મ. શ્રીનગર અને આખી ખીણ ગરમ રહે છે. સ્ટ્રૉબેરી અને ચેરીથી સૃષ્ટિ ભરાઈ જાય છે. આપણે બધા ઘણુંખરું આ ઋતુમાં જ કાશ્મીર ઊપડીએ છીએ. મે અને જૂનમાં કાશ્મીર મુસાફરોથી ભરચક રહે છે. જૂન આખરે ખુમાની ખાવાની લિજ્જત આવે છે, ને શ્રીનગરની ગરમી આપણને ગુજરાતવાળાઓને પણ ઘણી લાગે છે. ચેરી, સ્ટ્રૉબેરી અને ખુમાનીથી ધરાઈને આપણે ગુલમર્ગ કે પહેલગામ ઊપડી જઈએ છીએ. ત્યાં ઠંડક છે; લગભગ ઠંડી છે. ગુલમર્ગની હરિયાળી જમીન રંગબેરંગી,

ફૂલોથી છવાઈ ગઈ છે. પહેલગામ તંબુનગર બની ગયું છે. દિવસો ખુશનુમા છે. સંધ્યા આપણને શાંત કરે છે. અને રાત્રિઓ આપણને ઠૂંઠવી નાખે છે.

હું જ્યારે જ્યારે કાશ્મીર ગયો છું ત્યારે ઉનાળામાં ગયો છું. ત્યાંની વસંત મેં દીઠી નથી, સાંભળી છે. પાનખરમાં—સપ્ટેમ્બર—ઑક્ટોબરમાં—પણ હું ત્યાં ગયો નથી. પણ એ ઋતુનો ત્યાંનો બહાર દિલ બહેલાવે એવો હોય છે એવી વાતો વાંચી તથા સાંભળી છે. કહેનારા કહે છે કે પાનખરની લીલા આપણું મન હરી લે તેવી હોય છે.

આજે દસ દસ વરસોથી ઑક્ટોબરમાં કાશ્મીર જવા સારું ઝંખું છું, પણ ઈચ્છા બર આવતી નથી. ઑક્ટોબરમાં મારી પાસે પૈસાની પણ છૂટ હોતી નથી; કારણ કે વીમાનાં પ્રીમિયમ ભરવાની નોટિસો આવે છે. હું પ્રીમિયમની ચિંતામાં કાશ્મીરની વાત પડતી મૂકું છું.

ઉનાળામાં દલના પાણીમાં શિકારામાં બેઠે બેઠે હું ઑક્ટોબરની લીલાનું વર્ણન શિકારાવાળાના મોંએ વિસ્તારથી સાંભળું છું:

"આલુબુખારા તો એવી અચ્છી હોય છે, સાહેબ, કે દિલ ખુશ કરી નાખે. સફરજન અને નાસપાતી ખાતે ખાતે તમે ધરાવ નહિ એવો તો એમનો મધુર સ્વાદ હોય છે! આ સામેના નગીન બાગમાં પેલા ઘટાટોપ ચિનારનાં લીલાંછમ પાંદડાં જોયાં! એ પાંદડાં ત્યારે તો કાલસ્રી, રાતાં અને પીળામાં ફેરવાઈ જાય છે. અને હજૂર, આપને ઑક્ટોબરના

સ્વચ્છ આકાશની શી વાત કરું! પ્રકાશ એવો તો રમ્ય હોય છે! હવામાં એવું તો ચેતન હોય છે! સૃષ્ટિનો કર્તા પોતે જ જાણે કાશ્મીરની ખીણમાં ઊતરી આવ્યો હોય છે! એ જ રીતે પોપલર, મલબેરી અને અખરોટનાં ઝાડ પણ રંગે બદલાઈ જાય છે અને સારીયે કાશ્મીરની ખીણનું આખું રૂપ ફરી જાય છે—રંગોની જાણે મોટી મિજલસ જામી ના હોય! ડાંગરનાં ખેતરો લીલી અને પીળી મોટી જાજમો જાણે ના બિછાવી હોય! તેવાં દેખાય છે. અને આપ પેંપુર—પદ્મપુરને આ લોકો પેંપુર કહે છે—તરફ સહેલગાહે ઊપડો તો કેસરનાં ખેતરોમાં લાલ, જાંબુડા અને નારંગી ખેલી રહે છે. રંગોની એવી રેલમછેલ આપ આ ઋતુમાં કે બીજી કોઈ ઋતુમાં નહિ જુએેા. આ રોશની જેવા આપ ઑક્ટોબરમા આવો જનાબ! કાશ્મીરને પૃથ્વી પરનું સ્વર્ગ કહ્યું છે તે આ ઑક્ટોબરની ઋતુમાં, મે જૂનમા નહિ'

એની વાત સાભળતો સાંભળતો હું ઊંઘે ઘેરાઉં છું. શિકારો મારા સ્વપ્નમા સાથ આપે છે. કલ્પના જોર કરવા લાગે છે હું ઊંઘતો નથી, બીજી સૃષ્ટિમાં ચાલ્યો જાઉં છું. કેવું હશે એ ઑક્ટોબર! પર્વતમાળાઓ ઉપર ઊંચે ઊંચે નવોસવો બરફ વરસતો હશે. તેના ઉપર સૂર્યના તેજસ્વી કિરણો વેરાતા હશે અને પર્વતો ચળકાટ મારતા ઉલ્લાસમાં આવી જતા હશે! આવા આવા વિચારોના પરિણામે દૃશ્ય છતું થાય છે હું ઑક્ટોબરનું કાશ્મીર નજરોનજર જોઉં છું.

જેલમનાં તોફાન શમ્યાં છે. તે શાંત અને સ્વસ્થ બની ગઈ છે ચોમાસું ચાલ્યું ગયું છે—યૌવનનાં પૂર જાણે

ઊતરી ગયાં છે. કિનારે ખીચોખીચ ઊભેલાં વૃક્ષો રંગબેરંગી પર્ણલીલા ખેલી રહ્યાં છે. તે જોતી જોતી તો આ જેલમ શું શાંત નહિ થઈ હોય! ઑક્ટોબરની, મારી સૌંદર્યસમાધિ મને માનસબલ સરોવરનાં ચત્તાપાટ સૂતેલાં શાંત પાણીમાં લઈ જાય છે. કિનારે ઝોકાં ખાતાં ચિનાર ત્યાં લચ્યાં છે. આઘેની પીરપાંજાલ પર્વતની સફેદ લીલા વળી એના પોતાના તાનમાં છે. માનસબલ ઉપર હું સૌંદર્યના ઘૂંટડા ભરતો શિકારામાં તરું છું. શિકારો પણ એ પ્રાણવાન વાતાવરણમાં હળવો હળવો ચુપચાપ તરે છે. એને પણ ઑક્ટોબરની તાજગી જીવતો બનાવી રહી છે. ધરાઈને તે રોલે છે. હું પાછો વળવા કહું છું. તે ગાંધર્વબલના વારિમાં પાછો આવે છે અને ત્યાંથી હું એને આંચાર સરોવરની સૂતેલી માયાની વચ્ચોવચ્ચ આણું છું.

બતકોનાં ટોળાં સરોવરની લીલોતરીમાં તરી રહ્યાં છે. એમની આંખોમાં તંદ્રા છે. રાજહંસો સરોવરમાં સહેલ કરે છે. એમને મારો ભય નથી. તેઓ જાણે છે કે મને તેમનું જીવન પ્રિય છે, મૃત્યુ પ્રિય નથી. હું શિકારી નથી, સખા છું. એમની શ્વેત પાંખો હરમુખના શ્વેત શિખર જેવી મનોહર છે. એમની અલૌકિક ગતિ કેવી છે તેનો તાગ કાઢવો મુશ્કેલ છે, કેમ કે એની બરોબરી કરે તેવું એક પણ વાદળું આકાશમાં દેખાતું નથી.

હું ઊંધી જાઉં છું અને જીવના આકાશનો શમનો ચંદ્ર મને જગાડે છે. ચંદ્રનાં બિંબો વનસ્પતિથી જીવંત બને છે. મારું મન ઊડવા માટે છે. પદ્મપુરનાં-પેંપુરનાં-કેસરનાં

ખેતરોમાં હું રાતવાસો કરવા દોડું છું. ત્યાં શું દેખું છું ? કેસરના છોડનાં પર્ણોની સુકુમારતામાંથી ચંદ્રનાં શાંત બિંબો કોમળતાથી પસાર થાય છે. રંગ બદલાઈ જાય છે ! નવલ રંગો વિસ્તરે છે ! મહાકવિ કાલિદાસ, કેસરની આ લીલાથી રંગમાં આવી જઈ, પોતાની કૃતિઓમાં જે વર્ણન કરે છે તેની ઝાંખી સ્મૃતિ તાજી થાય છે. પણ કવિને વીસરી હું કેસરમાં મગ્ન બનું છું. આઈનેઅકબરીકાર અબુલફઝલે એની સુંદર નોંધ લીધી છે તે વાત હું યાદ કરું છું. અલેકઝાંડરના ગ્રીક યોદ્ધાઓ કાશ્મીરની ખીણમાં આવી ઑકટોબરનાં કેસરનાં ખેતરો ઉપર ફિદા થયા હતા. કેસર છેક ગ્રીસ ગયું અને ત્યાંથી યુરોપના રાજમહેલોમાં તેને સ્થાન મળ્યું. કેસરિયો ભાત કાશ્મીરી પંડિતોનો જ ના રહ્યો, આખા ભારતમાં માનીતો થયો. એટલું જ નહિ પણ ઈરાન—અરબસ્તાન અને સ્પેન સુધી કેસરિયો ભાત ફેલાયો. ઑકટોબરનું કાશ્મીર અને કેસર સાથે સાથે જ યાદ કરવાં પડે.

હું સાચેસાચ જાગું છું. મારો શિકારાવાળો કાશ્મીરી ગીત છેડી રહ્યો છે. શબ્દોમાં મધુરતા ભરી છે. અર્થની મને પરવા નથી. હું મને મન ફાવતો અર્થ આસપાસની સૃષ્ટિમાંથી તારવી લઉં છું.

હું હાઉસબોટમાં પાછો આવું છું. ઑકટોબરના કાશ્મીરની કલ્પનાઓ મને છોડતી નથી. નિશ્ચય કરી નાખું છું કે ગમે તે થાય—વીમા ભરાય કે નહિ, આકાશ તૂટી પડે તો તેમ—પણ ઑકટોબરમાં કાશ્મીર જવું, ને જવું જ. મારો નિશ્ચય જાનની આખર સુધી સાબૂત રહે છે. પઠાણકોટ આવી દિલ્હી જઈ અમદાવાદની ગાડી

પકડું છું. પાલણપુરથી મારી વહેવારુ ચિંતાઓ શરૂ થાય છે. ચડેલાં ગિરિઓના ફફડાટ આગળ દલ સરોવરનાં બતકોના ફફડાટ વીસરી જવાય છે. હું પૈસા ગણવા માંડું છું, થયેલા ખર્ચ ઉપર અંદર ને અંદર ટીકા કરું છું: “ બહુ ખરચ થઈ ગયું ! જોયાં કાશ્મીર ! આ ખરચ્યા એના કરનાં શેરો લીધા હોત તો કાલે કદાચ દોઢા થાત ! તું મૂરખ માણસ છે!” આવા આવા ઠપકા આપી હું મને ડાહ્યો કરવા માંડું છું. ઑક્ટોબરની મુસાફરીનો વિચાર આવતાં હું પાછો મારા ઉપર તડૂકું છું: “ ખમી ગયું છે તારું ? જો, ના જોયો હોય તો બાપ લાખ ચાલીસનો ! હમણાં તો પૈસાનું નખ્ખોદ વાળીને આવ્યો છું અને પાછો ગાંડા ગાંડા વિચારોએ ચડી ગયો ! બહુ થયું, સીધો સીધો ઘર ભેગો થઈ જા ને કરકસર કરી સુખી થા.” ઠપકા સામે હું લાચાર બનું છું, પણ પાછો કાશ્મીરની ધરતીની જાદુઈ અસર નીચે આવી જાઉં છું. પહેલગામ, ચંદનવાડી, કોલાહી ગ્લેશીઅર, ડાકરનાગ, સોનમર્ગ, ગુલમર્ગ, ખીલનમર્ગ, શ્રીનગર, ગાંધર્વબલ, માનસબલ, વુલર સરોવર—એ બધાં દૃશ્યોની હારમાળા દેખાય છે. મારું મન ત્યાં છે. અક્કલને તાબે થવા મારી નામરજી છે.

કલોલ જાય છે. હું બેઠો છું, મારૂ સ્થાન અમદાવાદ છે એ હકીકત મને આગગાડીની કિકિયારીઓ કરતી મિનોટીઓ ઠસાવી રહી છે એટલાથી અટકતું ના હોય તેમ મીલોના ભૂંગળાં દેખાય છે. વરસાદ હજી પડ્યો હોય એમ લાગતું નથી. બધું સૂકું ભટ્ઠ છે. અમદાવાદ આવી ગયું. પોર્ટરને નાણાં આપતી વખતે મેં ઝઘડા શરૂ કર્યા,

પાઈએ પાઈ ગણવા માંડી. કાશ્મીરના પ્રવાસ ઉપર પાણી ફરી ગયું!

જૂનથી ઑક્ટોબર સુધી પૈસા ગણગણ કરતો હું ઑક્ટોબરમાં કદી મારા પૈસે કાશ્મીર જાઉં તેવો સ્વપ્ને પણ સંભવ નથી. કાશ્મીર ઉપરની ચોપડીઓ ઉઘરાવીને ઑક્ટોબરનું કાશ્મીર કેવું હશે તેનાં વર્ણનો વાંચીને અમદાવાદમાં બેઠે બેઠે જ હું કાશ્મીર ગયા કરું છું. એવું તો લાગ્યા કરે છે કે કોઈ મને મોકલી આપે તો કેવું સારું! અમદાવાદમાંથી મને કોઈ મોકલનાર મિત્ર મળી આવે તેવી ફોગટ આશા આજે દસ વરસથી સેવ્યા કરું છું. મને દુઃખી જોઈને કોઈ પીગળતું નથી. એક નિકટના મિત્રને મારું દુઃખ દિલે વસે છે, ત્યારે પોતાની મોટરમાં બેસાડી મને કાંકરિયે લઈ જાય છે. તેઓ એમ પણ કહે છે કે, "કાશ્મીર કરતાં કાંકરિયું ક્યાં ઊતરતું છે?"

ઑક્ટોબરનું કાશ્મીર મારા નબળા નસીબમાં જોવાનું નથી લખાયું એ વાતની મને પાકી ખાતરી થઈ ગઈ છે. હું એ કાશ્મીરને ચોપડીઓ વાંચી વાંચીને જોયા કરું છું. એમાં પણ જે ચોપડીઓમાં રંગબેરંગી ચિત્રો હોય તે ચોપડી મને ઘણી ગમે છે. મારી પાસે એવી ચાર–પાંચ ચોપડીઓ છે. મેં ચોપડીઓ ખરીદેલી નથી, ચોરેલી પણ નથી, દબાવેલી છે. એ ચોપડીઓ પાછી આપી શકવાની મારી શક્તિ નથી.

કાશ્મીરની ઋતુતુમા હવા મોટા ભાગે દક્ષિણ યુરોપને મળતી છે અને તેના પહાડી પ્રદેશોની હવા તો નોર્વે,

સ્કૉટલેંડ અને સ્વીટઝરલેંડ જેવી જ છે. ૧૫મી ઑક્ટોબર પછી પાનખરની સુંદર સમશીતોષ્ણ ઋતુ શરૂ થાય છે.

ઑક્ટોબર ઝડપથી ચાલ્યો જાય છે. ચેતન સુષુપ્તિમાં પ્રવેશવા માંડે છે, અને ધરતી ઉપરનો લીલો સ્વાંગ પલટાઈ જાય છે. ક્રૂર શિયાળો કાશ્મીરને પોતાની કડકડતી ટાઢમાં પકડે છે. બધું સૂનકાર થતું જાય છે. પંખીઓ મૌન ધરે છે અને બધું વેરાન, અચેત અને નિસ્તેજ બની જાય છે. ઑક્ટોબરની લીલા અદૃશ્ય બને છે, અને કોઈ નવી જ અને અચેતન સૃષ્ટિ ઊભી થાય છે. એ આપણે માણેલું કાશ્મીર જ નથી.

કાશ્મીરીઓ ઠૂંઠવાતા ઠૂંઠવાતા અને ઘરમાં પડ્યા પડ્યા હુક્કા ગગડાવે છે. પેલાં મનોહર ચિનારનાં વૃક્ષો અને પોપલર્સ સૂકાં બની જાય છે. એમનાં થડની છાલ ચીમળાઈ જાય છે, અને લાખંડ જેવી જડ બની જાય છે. હાઉસબોટો ખાલી થઈ જાય છે. મુસાફરોનું નામનિશાન નથી, અને રસ્તાની અવરજવર નહિ જેવી બને છે. બરફના ઢગલા થાય છે. સૃષ્ટિ શુષ્ક લાગે છે. ઘરોનાં બારીબારણાં લગભગ બંધ જ રહે છે. કાશ્મીરીઓનાં હૃદય પણ જાણે કરમાઈ જાય છે. એમનાં ગીત દર્દીલાં લાગે છે. વસંતની પ્રતીક્ષા કરતા સૌ, દિવસો નિર્ગમન કરે છે.

આવી ઘટમાળમાં બારે માસ કાશ્મીરમાં રહેનાર મનુષ્ય કયું કાશ્મીર યાદ કરે અને કયું વીસરી શકે ? યાદ તો દરેક ઋતુનું કાશ્મીર આવ્યા કરે, પણ ઑક્ટોબરનું કાશ્મીર તો બીજી બધી ઋતુઓવાળા કાશ્મીરને વીસરાવે એવું ત્યાંના લોકો

કહે છે. ત્યાં રહેલા અને ગયેલા સૌ કહે છે અને લેખકો લખે છે. એની સ્મૃતિ જીવનની એક અમૂલ્ય વસ્તુ બની જાય છે.

આવા રમણીય કાશ્મીરની ઝંખના કરતો હું કાશ્મીરના કવિજનોની વાણી વાંચતો વાંચતો ઑકટોબરની રાત્રિઓ અમદાવાદમાં વિતાવી રહ્યો છું. જીવનનું સ્વપ્નું મારે શું સદા અહીં જ પૂરું કરવાનું હશે ? દર ઑકટોબરે મારે શું વીમાનાં પ્રિમિયમો જ ભરવાનાં હશે, અને કાશ્મીરના વિચારો માંડી વાળવાના હશે ! ઑકટોબરમાં જ પ્રિમિયમો ભરવાં એમાં વિધાતાનો શો સંકેત હશે ? અને પ્રિમિયમોની બીકમાં ને બીકમાં મારી આંખ જો સદાને માટે મીંચાઈ જશે તો ઑકટોબરનું કાશ્મીર મારે બદલે કોણ જોવાનું છે ? મારી મૂંઝવણ ચાલુ છે અને આ રેડિયો વાર્તાલાપથી લેશ પણ ઓછી થતી નથી. અને મારે તો ઑકટોબરમાં ત્યાં ન જવાનું વજનદાર કારણ છે, પણ તમારે ત્યાં ન જવાનું કશું કારણ નથી. તમે ત્યાં પહેલી જ તકે જાવ અને મને તમારો અનુભવ કહો એટલું જરૂર ઇચ્છું છું.*

---

* આકાશવાણી અમદાવાદના સૌજન્યથી.

**કાશ્મીર** ગયા વગરનું મુંબઈ, અમદાવાદ કે ગુજરાતમાં આજે કોઈ ભાગ્યે જ હશે. અનેક તરેહની સૃષ્ટિ આજે કાશ્મીર તરફ નીકળી પડે છે અને 'દૈવી', 'અદ્ભુત', 'સ્વર્ગીય' એવાં જૂનાં અને જાણીતાં વિશેષણો એને માટે સૌ કોઈ વાપરે છે. વિશેષણોમાંથી જાણે વિશેષતા ચાલી ગઈ છે!

મોગલ શહેનશાહ જહાંગીરને મન કાશ્મીર એ પૃથ્વી ઉપરનું સ્વર્ગ હતું. આપણે બધા જાણીએ છીએ કે જહાંગીર મદિરાસક્ત હતો. જહાંગીરના સ્વર્ગ કરતાં હું મારી પૃથ્વી પસંદ કરું.

ઔરંગઝેબ વળી એનાથી તદ્દન ઊંધો હતો. રાજકારણ અને ધર્મકારણમાં ગળાબૂડ ઔરંગઝેબને સાહિત્ય, સંગીત અને કલાને નામે અંધારું હતું. એને કાશ્મીર ગમ્યું નહોતું. અને પોતે એ પ્રમાણે લખ્યું પણ છે. ઔરંગઝેબ જ્યારે કાશ્મીર ગયો ત્યારે પોતાની સાથે એક ફ્રેન્ચ દાક્તરને લઈ ગયો હતો. તેનું નામ બર્નીયર હતું. એ શોખીન જીવડાને કાશ્મીર ઘણું ગમેલું. એણે એની ડાયરીમાં પોતાની સૌંદર્યસમાધિનું વર્ણન નીચે મુજબ કર્યું છે :

"જે સૌંદર્યની કલ્પના મેં મારા મધુરમાં મધુર

સ્વપ્નમાં પણ કદી કરેલી નહિ તે કલ્પના અત્રે મૂર્તિમંત થઈ છે.”

બર્નીયરની મધુર કલ્પના કે મધુરી સ્વપ્નસૃષ્ટિનો આસ્વાદ કરવાની શક્તિ ભલે મારી ના હોય, પરંતુ એટલું તો મારે કહેવું પડશે કે કાશ્મીર એક, બે અને વળી ત્રણ વખત જવું ગમે ખરું. ત્રણ કરતાં વધુ વખત જવું એને તો કદાચ પડી ટેવ જ ગણવી પડે.

મોટા ભાગના લોકોને મન કાશ્મીર એટલે ‘હાઉસબોટ’ એવો જ ખ્યાલ હોય છે. ઘણા થોડાને મન કાશ્મીર એટલે કૅમ્પિંગ, ટ્રૅકિંગ અને પર્યટન હશે. અને કોઈ ઝૂજને મન જ કાશ્મીર એટલે આચાર્ય અભિનવગુપ્તનો પ્રદેશ, એવો ખ્યાલ હશે. શંકરાચાર્યને બાદ કરતાં ભારતના મોટામાં મોટા જે બે-ત્રણ ફિલસૂફો થયા તેમાં અભિનવ-ગુપ્તને ગણાવી શકાય.

અભિનવગુપ્તને બાજુએ રાખીએ. આટલે દૂર આપણે આવ્યા છીએ તે એવી જરીપુરાણી વાતો તથા વ્યક્તિઓ ખાતર આવ્યા નથી. આપણે હાઉસબોટની લિજ્જત માણવા આટલે દૂર આવ્યા છીએ.

હાઉસબોટ મુંબઈ કે અમદાવાદમાં પણ આપણે બંધાવીને તળાવ કે નદીમાં લાંગરીને રહી શકીએ. પરંતુ ફરક ઘણો પડશે. ત્યાં આપણને દલ સરોવર મળશે નહિ; લીલીછમ મનોહર વૃક્ષલીલા પણ મળશે નહિ અને મનને મુગ્ધ કરતી ગિરિમાળા પણ મળશે નહિ એ આકાશ, એ હવા, ત્યાં ક્યાંથી લાવીશું ? ક્યાંથી લાવીશું યોગનિદ્રા

જેવી એ સંધ્યા અને ઉષા ? બપોરની અને ઊતરતા પહોરની નાજુક ઉલ્લાસિતા પણ લાવીશું ક્યાંથી ? એ બધું તો આપણને શ્રીનગરમાં દલ સરોવરમાં સૂતેલી એકાદ હાઉસબોટમાં મળશે. .

વાત એટલેથી પૂરી થતી નથી. અંતરનો એ આનંદ વિલાસી સૃષ્ટિની ચારુતાના એકલા વૈવિધ્યમાં જ સમાયો નથી. અવનવી માનવતા દલના પટે સદા સરતી રહે છે. ફૂળ વેચનારો, ગાલીચાવાળો, પેપરમશીનવાળો, લક્કડ કામવાળો, ચાંદીની ચીજોવાળો, શાલવાળો, ગીત ગાતો માંઝી કે હાંઝી કે જે કહો તે, એ બધી ચિત્રવિચિત્ર માનવસૃષ્ટિનો અવિરત સંચાર જોતાં આપણે ધરાઈએ નહિ અને એ જોતાં જોતાં પેલી નિર્મળ જલશ્રી, વનશ્રી, એ બધી શ્રીઓ હૃદયમાં સેળભેળ થાય ન થાય ત્યાં તો કોઈ ખૂબસૂરત કાશ્મીરી સ્ત્રી એકાદ શિકારામાં આપણી આંખ આગળથી સરરાટ ચાલી જાય અને હૃદય ઘણું પ્રફુલ્લિત થઈ જાય.

તમારી શક્તિ અનુસાર એકાદ હાઉસબોટ ભાડે લો, પછી એટલું જોજો કે બોટવાળો તમને 'દાલગેટ' ઉપર જ પડયા રાખતો નથી. તમારે એને ગગરીબલ કે નગીલ સરોવર એવે કોઈ સ્થળે બોટ હંકારી જવા કહેવું. હું પોતે ગગરીબલની જગા પસંદ કરું, કેમ કે ત્યાંથી વિખ્યાત ચશ્મશાહી ઘણો નજીક છે અને નિશાત અને શાલિમાર બગીચાઓ પણ દૂર નથી. નિશાત મને પ્રિય છે. એની રચના નૂરજહાંએ કરાવેલી.

દાલગેટથી માંજી લોકો આપણી બોટને ધીમે ધીમે મોટા વાંસડાઓના આધારે આગળ ચલાવે છે ત્યારે બહુ મજા પડે છે. આસપાસની કુદરત જાણે પોતે જ ચાલતી ના હોય તેવું લાગે છે. આખરે તમારી બોટ ગગરીબલ આગળ આવી પહોંચશે, જ્યાં ફળફળાદિનાં ઝાડવાળી જમીન દેખાશે. તે ઠેકાણે એકાદ ચેરી કે અખરોટના થડ સાથે બોટ બંધાવીને તમારો પડાવ ત્યાં નાખશો. આ બધી જમીનો એક વખતે 'તરતા બગીચા' હતા, જે સજ્જડ ધરતી બની ગયા છે. નેહરુપાર્ક નજીક છે. પીવાનું પાણી ત્યાથી મંગાવશો; મંગાવશો એટલું જ નહિ, ત્યાંથી આવે છે તે જોશો. અસાવધ રહેશો તો દલનું પાણી પીવું પડશે, જે પાણી પીવાલાયક નથી; જોકે પેલા માંઝી લોકો તો એ જ પાણીથી બધો વહેવાર કરે છે.

ગગરીબલમાં આવી, હાઉસબોટને બરાબર બંધાવી, તમે બોટને છાપરે ચઢી દષ્ટિનું અવલોકન માંડજો. સામે બરફનાં શિખરો છે. એ શિખરો પીરપંજાલનાં છે. દિવસ ચોખ્ખો હશે તો કદાચ ગુલમર્ગ પણ દેખી શકશો. સહેજ ડાબી તરફ ચશ્મશાહી દેખાશે. એથી સહેજ ડાબી તરફ નિશાત અને નિશાતની ડાબી તરફ ડોકી ફેરવશો તો શાલિમાર અને તેને પડખે હરવાન નજરે પડશે. હરવાન તે હરિણ વનનું ટૂંકું નામ નથી, પરંતુ અર્હંતવનનું ભ્રષ્ટ રૂપ છે. ત્યાં સુંદર સરોવર છે, જેમાંથી શ્રીનગરને પાણી મળે છે. હરવાનની ધાર ઉપર મહાદેવ પર્વત છે. હરવાનમાં એટલે કે અર્હંતવનમાં નાગાર્જુન નામના બૌદ્ધ ભિખ્ખુનો મઠ હતો. નાગાર્જુન એક પ્રખર ન્યાયશાસ્ત્રી

હતા અને એમને થઈ ગયે આજે ૧૮૯૦ વર્ષ વીતી ગયાં છે. કાશ્મીર એક કાળે બૌદ્ધ હતું. નાગાર્જુન પોતે ફિલસૂફ ઉપરાંત રસસિદ્ધ હતા. સુવર્ણ બનાવવાનો કીમિયો તેમને આવડતો હતો.

કાશ્મીર કવિતા છે, કલા છે, સંસ્કારિતા છે, સૌંદર્ય છે; પુષ્પો, ફળો, અને લતાઓ છે. ત્યાં મસ્ત, મનસ્વી જેલમ વહે છે. તે જેટલી મનોહર છે તેટલી તોફાની છે. તમારે જો તમારી બોટ જેલમમાં રાખવી હોય તોપણ રાજા રામ મુનશી બાગ આગળ રાખી શકો; જોકે હું સલાહ ના આપું. જેલમ ઘાતકી પણ છે. તમારું ફૂલ જેવું નાનું બાળક જો હાઉસબોટમાંથી જેલમમાં પડ્યું તો જેલમ તે પાછું નહિ સોંપે.

ગગરીબલથી તમારી બોટને હંકારાવી તમે માનસબલ જરૂર જજો. એવું સુંદર સરોવર મેં બીજું જોયું નથી. ત્યા અગાધ શાંતિ છે. કુદરત પોતાનું હૃદય ત્યાં ઠાલવે છે. યોગસમાધિમાં જાણે કોઈ તપસ્વિની પોઢી હોય તેવું લાગશે. જ્યારે જ્યારે હું માનસબલ ગયો છું ત્યારે ત્યારે આચાર્ય નાગાર્જુને જે સ્થિતિને 'શૂન્યતા' કહી છે તે સ્થિતિનો મને અલ્પ અનુભવ થયો છે. શૂન્ય નહિ પરંતુ તદાકાર બનવું એને શૂન્યતા કહી શકાય. માનસબલમાં મારું મન તદાકાર બની જતું.

અને ફરીથી કહું કે આજે તો લગભગ દરેક જણે

કાશ્મીર જોયું છે. દરેક જણુ નૂરા, ગફાર. અને ઈકબાલને ઓળખે છે. એ દરેકની વાતો સૌએ સાંભળી છે. એમાંનો એકાદ માહિર લોકોની સાથે નંગપર્વત ઉપર ગયેલો તેની વાત કરશે. વળી એક બીજો માંજી તમને કાશ્મીરના અંતરાલમાં આવેલા કૃષ્ણસાર તથા વિષ્ણુસાર એ બે ગૂઢ સરોવરોની વાત કરશે. એના કહેવા પ્રમાણે, ત્યાં આગળ એણે વિચિત્ર જાતનો કોઈ જીવ જોયેલો. પછી ત્રીજો એની વાત વહેતી મૂકશે. પોતે 'કોલોહોઈ ગ્લેશીયર' ક્યારે ક્યારે ગયો હતો તેનું ઝીણું ઝીણું વર્ણન કરશે. ચોથો વળી સોનમર્ગથી લડાખ સુધીની પોતાની સફરનો રસીલો અહેવાલ આપશે. આ બધું ચાલતું હશે ત્યાં આધેડ ખોટવાળો દાખલ થશે અને વુલર સરોવર આગળ પોતે કેટલાક સિદ્ધ લોકોને સોનું બનાવતા જોયેલા એ વાત તરતી મૂકશે. પછી પેલા જુવાનોની અને તેમની બેન-સોંદરીની માતા દાખલ થશે અને અંગ્રેજ મેમસાહેબો કેવી ઉદાર હતી તેની વાતો શરૂ કરશે. પોતાનો પતિ જો વચ્ચે બોલવા જશે તો એને ચૂપ કરી નાખી પોતે પોતાની વાત આગળ ધપાવશે. તમને એટલું તો જરૂર લાગશે કે આ બધાં લોકો માયાળુ અને ચાલાક છે. તમારી મુસાફરી તમે યાદ કરો એવી તમામ તકેદારી તેઓ રાખશે.

સાંજ પડી છે. તમે દલ સરોવરની મહેલગાહે શિકારામાં નીકળ્યા છો. પાસેથી એક 'ડુંગા બોટ' ચાલી જાય છે. બોટમાંથી એક મૃદુ ગીત તમારે કાને પડે છે. તમે તમારા શિકારાવાળાને તેનો અર્થ પૂછો છો. એ કહે છે :

તેવામાં અમારી બધાંની મરી ગયેલી આશા પાછી સજીવન થઈ. એક ખાલી સ્ટેશન-વેગન આવતું હતું. મેં તે ઊભું રખાવ્યું.

'ગોનમર્ગ જવું છે. કાલે વહેલી સવારે લઈ જશો ?' મેં ડ્રાઈવરને પૂછ્યું.

તેણે માથું ખંજવાળ્યું. અમારી સૌની ખીલેલી આશા કરમાવા લાગી.

'તમારા રેટ કરતાં દસ રૂપિયા વધારે આપીશું' ડ્રાઈવરને લોભિયો જીવ ધારી મેં લાલચ આપી.

'શાહે હમદાનના કસમ ખાઈને કહું છું કે વધુ પૈસા લેવા હરામ છે સવાલ બીજો છે: રસ્તો સારો નથી; અધવચથી પાછા ફરવું પડે તો હું જુમ્મેદાર નહિ. પૈસા તો જોકે પૂરા લઈશ.'

એની સચ્ચાઈથી ખુશ થઈ મેં એને સરનામું આપ્યું. દાલગેટ આગળ પોતે વહેલી સવારે સ્ટેશન-વેગન લઈને આવશે એની ખાતરી આપી તે રવાના થયો. આનંદમાં આવી જઈ બધી આળમંડળી ફરીથી મીઠાઈની દુકાને ઊપડી અને જાણે ભૂખ ખૂબ જ ઊઘડી ગઈ હોય તેમ મીઠાઈ ઝાપટવા મંડી પડી.

વહેલી સવારે અમે બધાં અમારી હાઉસબોટમાંથી દાલગેટ આવી પહોંચ્યાં. હવામાં ઠંડક હતી અને પૂર્વ દિશામાં-ચશ્મશાહી તરફ-ઉષાની આછી સુરખી જણાતી હતી.

સ્ટેશનવેગનવાળો દેખાતો નહોતો. પા કલાક સુધી રાહ જોઈ, પછી અમારી બધાંની આશા ઓસરવા લાગી. મારા મનમાં હું એને જુઠ્ઠો કહેવા જતો હતો ત્યાં તેની ગાડી ચિનારબાગ ઉપરના પુલ ઉપરથી આવતી દેખાઈ. મારું મન પાછું એની સચ્ચાઈ ઉપર ખુશ થઈ ગયું.

એણે પોતે મોડું કર્યું નહોતું, અમે બધાં વહેલાં આવ્યાં હતાં, એવું કહી એણે મને પોતાની ઘડિયાળ બતાવી. એની ઘડિયાળ પ્રમાણે એ પોતે વહેલો આવ્યો હતો. કોની ઘડિયાળ સાચી અને કોની ખોટી એ ચર્ચા કરવાની અમારામાંથી કોઈને ઇચ્છા નહોતી. અમારું મન સોન-મર્ગમાં હતું. સ્ટેશન–વેગનમાં અમે સૌ ટપોટપ બેસી ગયાં. ડ્રાઈવરે અલ્લાનું નામ દઈ વેગન હાંકી મૂક્યું.

ગાંધારબલ આવ્યા ત્યાં સુધીમાં તો પૂર્વનું આકાશ જીવતું થઈ ગયું હતું, સૃષ્ટિ ખીલી ઊઠી હતી અને ગિરિ-માળાઓમાં પ્રકાશની રેખાઓ તરવરતી હતી. સિંદ નદીનો પ્રવાહ તેજના રેલાની પેઠે દોડ્યો જતો હતો.

ગાંધારબલમાં ચહા પી સવારનો ખુશનુમા પવન ફેફસાંમા લઈ અમે પાછો અમારો પ્રવાસ શરૂ કર્યો.

ડ્રાઈવર કોઈ ગીત ગાતો હતો. મને એનો રણકો ગમતો હતો. મેં એને એ ગીતનો અર્થ પૂછ્યો. એણે અર્થ કહ્યો તે નીચે મુજબ હતો:

“ દરેક વસ્તુમાં મેં મારું ઘર કર્યું છે. દરેક ઘરમાં મેં એને જોયો છે. મેં એનું નામ પૂછ્યું. મારા સવાલનો

જવાબ જોસથી ફૂંકાતા પવને આપ્યો. પવન 'શિવ' 'શિવ એવું બોલતો હતો."

પાછું એણે ગીત ગાવા માંડયું.

સોનમર્ગને રસ્તે સિંદ નદી ખળખળ વહેતી હતી અને કંદરાઓમાંથી વાતો વાયુ 'શિવ શિવ' બોલતો હતો.

'કોનું ગીત છે ?'

'એ ગીતની ગાનારી કાશ્મીરની મોટી તપસ્વિની હતી. ઘેરે ઘેર એનું નામ રટાય છે. એનું નામ હતું "લાલદે."'

લાલદેનું સંસ્કૃત નામ લલ્લેશ્વરી. એનું ક્ષર જીવન ચૌદમા સૈકાની મધ્યમાં. એ હતી શૈવ યોગિની. એનો જન્મ શ્રીનગરની પાસે બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો; લગ્ન પદ્મપુર (પિપુંર)ના એક કુટુંબમાં થયું હતું. લાલદેના ચિત્તમાં. વિરાગ વ્યાપેલો હતો. એને સિદ્ધ શ્રીકંઠ નામના એક શૈવ ગુરુ પાસેથી દીક્ષા મળી હતી. શિવની ઉપાસનામાં તે આખરે કેવળ વિરક્ત બની ગઈ. વસ્ત્રો પહેરતી નહિ અને શિવનાં ગીતો ગાતી કાશ્મીરમાં ઘૂમતી હતી. એનાં કાવ્યોમાં અત્યંત માધુર્ય ભર્યું છે. દરેક ઘરમાં એનાં ગીતો આજે પણ ગવાય છે. એનાં પ્રસિદ્ધ પદોમાં "લલ્લેશ્વરી વાક્યાનિ" સંસ્કૃતમાં છે, જે 'કાશ્મીર સંસ્કૃત સીરીઝ'માં પ્રસિદ્ધ થયાં છે.

ડ્રાઈવર મુસલમાન હતો. પંચાણુ ટકા કાશ્મીરીઓ મુસલમાન છે. મને ઘણું આશ્ચર્ય થયું.

'તમે મુસલમાન છો છતાં શિવની ભક્તિવાળું ગીત ગાવ છો ?'

તેણે મારા તરફ સહેજ જોઈ, પાછું સીધું જોઈ, સ્ટેશન-વેગન ચલાવે રાખ્યું.

'મુસલમાન છું તેથી મસ્જિદમાં જઈને શિવને યાદ કરું છું. તમે હિંદુ છો તેથી મંદિરમાં જઈને અલ્લાને યાદ કરો છો. આપ સોનમર્ગ જાવ છો, બીજા અત્યારે ગુલમર્ગ કે પહેલગામ જતા હશે, બધા કાશ્મીરમાં જ છીએ.'

એટલું કહી એણે પાછું એનું ગીત મોટેથી લલકારવા માંડયું. એના જવાબમાં મને ખૂબ રસ પડ્યો. ફિલસૂફનું કે સાહિત્યકારનું લેબલ માર્યું નહોતું છતાં મને એ માણસ બંને લાગ્યો. એની પાસે યુનિવર્સિટીની ડિગ્રી નહોતી એટલે મિથ્યાભિમાનથી પોતે બચી ગયો હતો.

મેં એનું નામ પૂછ્યું. એણે કહ્યું કે એનું નામ 'ભટ' હતું. મને વળી વધુ આશ્ચર્ય થયું. એની અંગત હકીકતમાં મને રસ પડેલો જોઈ તેણે મારી તરફ જોઈ મોં મલકાવ્યું અને પાછું નાકની દાંડી તરફ જોવા માંડયું.

'મારું કુટુંબ મૂળ બ્રાહ્મણ. છેલ્લાં ત્રણસો વરસથી અમે મુસલમાન થયા, શિવને અલ્લા કહેવા માંડ્યો. મારી દાદી મુસલમાન છતાં ખીર ભવાનીનાં દર્શન કરતી અને લાલદેની સમાધિ આગળ જઈ દર વરસે દીવો પ્રગટાવતી.'

મારો રસ જામતો હતો. ભટના કુટુંબની હકીકતમાં હું ઊતરવા ઇચ્છતો હતો.

'દાદીમા કહેતી કે ખીર ભવાની અલ્લાનો પ્રકાશ છે. અલ્લાના પ્રકાશ વગર અલ્લાને દેખી શકાતો નથી. દાદીમા નવરાત્રિમાં દીવા પ્રગટાવતી.'

ઇસ્લામ અને હિંદુત્વના સુંદર રસાયણવાળી આ કહાણી ચાલતી હતી ત્યાં કંગન આવી પહોંચ્યું. સિંદની ખીણની ભવ્યતાનું મંડાણ અહીંથી થતું હતું. બરફના ટોપવાળું હરમુખનું શિખર ભટે અમને બતાવ્યું. ચહા પીતે પીતે અમે હવે પછીની મનોહર સૃષ્ટિની કલ્પનાઓનો આનંદ લૂંટવા માંડ્યો.

કંગનથી ગુંડ સુધીનો તેર માઇલનો રસ્તો સિંદની ખીણની અદ્ભુત વનરાજી અને ગિરિમાળાની રસથી તરબોળ એક અખંડ કવિતા હતી.

ત્યાંથી સોનમર્ગ સુધીનો રસ્તો કવિતા મટીને મહાકાવ્ય બની જાય છે. એ ઘૂઘવતો જલતરંગ, એ પ્રચંડ અનિલ, એ અનંત અને પ્રગાઢ વનરાજી, એ ભવ્ય ગિરિમાળા, એ નીલાંબરી આકાશ, એ અલૌકિક કલરવ અને મઘમઘાટ— સોનમર્ગના રસ્તાને પરમાત્માનું હિરણ્મય પાત્ર કેમ ના કહેવું? સત્યનું મુખ એ માર્ગથી ઢંકાયું નહોતું, ખુલી ગયું હતું.

અને ત્યાં તો ઘેટાંનાં ટોળેટોળાં જોયાં; ભરવાડોની હારની હાર જોઈ. ઘેટાંના રૂપાળા હલનચલનમાં સૃષ્ટિને જાણે કાલી કાલી વાચા ફૂટી ના હોય તેવું લાગતું હતું.

આ બધા ભરવાડોને ગુજ્જર લોકો તરીકે ઓળખવામાં

આવે છે. તેઓ પડછંદ હોય છે અને મોટી મોટી દાઢીઓને લીધે બિહામણા લાગે છે. એમની તમામ ઘરવખરી તેઓ ખચ્ચરો ઉપર બાંધે છે. લાવરાં અને નાનાં નાનાં ભૂલકાં પણ ખચ્ચરો ઉપર બાંધે છે. તેમની સાથે મોટા વરુ જેવા કૂતરાઓ બહુ જ ભયાનક હોય છે. ભૂલેચૂકે પણ કોઈ ગુજ્જરના ચેટાંના ટોળામાં દાખલ થવું નહિ. એવા દાખલા બન્યા છે કે આવી ભૂલચૂક કરનાર માણસના એ કૂતરાઓએ પ્રાણ લીધા છે! કેટલાક વિદ્વાનો એમ માને છે કે આ ગુજ્જરોની નસોમાં તુર્કી લોહી વહે છે. કેટલાકો માને છે કે તેઓ મૂળ રાજસ્થાનનાં છે. તેમની ભાષા ગુજ્જરી છે અને વિદ્વાનોના મતે રાજસ્થાનીને ઘણી મળતી છે. તેઓ ભલા, ભોળા ને વિશ્વાસુ હોય છે. બાધા, આખડી ને જંતરમંતરમાં બહુ માને છે. એક રમૂજી પ્રસંગ યાદ આવે છે: એક સાંજે પહેલગામથી આગળ એક પહાડ ઉપર હું સાયંકાળની લીલા જોતો બેઠો હતો. કોલોહોઈના શિખર ઉપર સંધ્યાનો વિલાસ જામ્યો હતો અને મારી એકાગ્રતા પણ એવી જ જામી હતી. એવામાં બાજુમાંથી એક માણસ આવીને મારે પગે પડ્યો. હું સહેજ ચમક્યો.

'તું મને દીકરો થાય એવું કરી આપ!' તેણે મને ધર્મિષ્ઠ માણસ કે જૂમંતરવાળો ધારીને આજીજી કરી.

એ ભલાભોળા ભરવાડની આગળ દલીલો કરવી ફોગટ હતી. એના દિલને સારું લાગશે એમ માની મેં એને કહ્યું કે 'જા, તારી ઉપર ભગવાન કૃપા કરશે.' એણે ફરીથી મારા પગ પકડ્યા અને ઉમંગભેર પોતે જતો રહ્યો. મને ખબર

નથી કે એને ત્યાં પુત્ર થયો કે નહિ. 'જો થયો હશે તો એને મન હું જરૂર મહાત્મા હોઈશ; જો નહિ થયો હોય તો મને સત વગરનો માની મારો તિરસ્કાર કરતો હશે.

આ ભાગને સોનમર્ગ કહેવાનું કારણ એવું જણાય છે કે અહીંથી પેલી પાર, લડાખ જવાને રસ્તે, કેટલીક જગાઓમાંથી સોનું મળી આવતું. ભરવાડો આ વિકટ રસ્તેથી આવતા–જતા, તેમની કિંવદંતી ઉપરથી એવું મનાય છે.

આખરે અમે સોનમર્ગમાં આવી પહોંચ્યાં. વચ્ચે મોટું મેદાન અને ચારેતરફ બરફના પહાડોની દીવાલ—એવું આ સ્થાન ભવ્ય લાગે છે. એની એક પાર લડાખ અને તિબેટ અને બીજી પાર, જમણી તરફ, કોલોહોઈ અને અમરનાથ આવેલાં છે. પગરસ્તે પર્વતો ઘૂમનારાઓ લીદરવટ અને કોલોહોઈ તરફથી એક જ પહાડ ઓળંગીને સોનમર્ગ આવે છે. સોનમર્ગની ઉત્તર તરફ 'જોજીલા પાસ' અને ભારતની સરહદ છે.

સોનમર્ગનો ડાકબંગલો મેદાનની વચ્ચોવચ છે. ત્યાં નાસ્તોપાણી કરી અમે બધાંએ ખચ્ચર જેવા ઘોડાઓ લઈ સોનમર્ગના ગ્લેશિયર તરફ કૂચ કરી. પૂરા કલાકે અમે બરફની નદી આગળ આવી ગયા. ગ્લેશિયર ઉપર ચઢી, બરફના ગોળા ઉછાળી, છબીઓ પાડી તથા પડાવીને જ્યારે ડાક-બંગલા તરફ આવી પહોંચ્યા ત્યારે આકાશ ઘેરાયું હતું. વરસાદ તૂટી પડશે એ બીકે અમે વહેલાં વહેલા નીકળી ગયાં અને ડ્રાઇવર ભટનો આભાર માન્યો કે તેણે પોતાનું

વચન પાળી અમને સોનમર્ગ બતાવ્યું. અમે સાંભળ્યું હતું કે સોનમર્ગનું કહી ઘણા ભોમિયાઓ પાંચ–સાત માઇલ પાછળથી જ મુસાફરોને પાછા લાવે છે. છેલ્લા પાંચ–સાત માઇલનો રસ્તો ખરેખર ઘણો જ ખરાબ અને વિકટ છે.

પાછા ફરતાં સૂર્યાસ્તની અપૂર્વ સુનેરી સિંદની કંદરાઓમાં પ્રસરી હતી. એવી સંધ્યા જીવનમાં જવલ્લે જ જોવા મળે છે.

અને ભટનો આભાર માની અમે તેને રાજી કર્યો.

## ૪. દલ સરોવરમાં

દલ સરોવરનાં શાંત વારિમાં મારો શિકારો બાલિશ અશાંતિ મચાવતો ચાલી રહ્યો છે. સૂતેલાં કમળ જરા પણ જાગતાં નથી અને આઘેના પહાડો બરફના મુગટો ધારણ કરીને નચિંત બેઠા છે. તરતી જમીન ઉપર ઊગેલાં પોપલર્સ આકાશને ઝંખતાં ઊભાં છે અને ખુશનુમા હવામાં બતકો દલના ખોળે ખેલી રહી છે.

'ચેરી સા'બ, સ્ટ્રૉબરી સા'બ?'

સામા શિકારામાંથી એક વેપારી પૂછી રહ્યો છે. ચેરી લાલચોળ અને તાજાં લાગે છે.

'અચ્છા, આધા સેર દો.'

ચેરી ખરેખર સારાં છે અને હું તેમના ઉપર તૂટી પડું છું; વાનર પૂર્વજો સાથે મારી એકાત્મતા સાધી રહું છું.

શિકારાવાળો અબ્દુલ્લા કાશ્મીરી ગીત છેડે છે, કુદરતને માનવસ્પર્શથી જાગતી કરે છે. કુદરત થોડી વાર જાગે છે, પાછી સૂઈ જાય છે. ગીત અટકી જાય છે.

'અબ્દુલ્લા, તને પાકિસ્તાનમાં રહેવું ગમે કે હિંદુસ્તાનમાં?'

ભારતને આ લોકો હિંદુસ્તાન તરીકે ઓળખતા અટક્યા નથી.

'હિંદોસ્તાનમાં.' અબદુલ્લાનો જવાબ ઝડપી અને મક્કમ હતો. એને કંઈક ઉમેરવાનું બાકી હતું. તેણે આગળ ચલાવ્યું:

'દેખિયે સાબ, અગર હિંદોસ્તાનમેં હમ ક્યોં ન રહેવે? હમ પહેલે હિંદોસ્તાનમેં થે. હિંદોસ્તાનને હમકો પૈસા ઔર ખાના દિયા, હિંદોસ્તાનને કાશ્મીર કો બચાને કે લિયે લશ્કર ભેજા. હિંદોસ્તાનમેં હિ હમ રહેંગે, હિંદોસ્તાન હિ હમારા હૈ.'

અભણ અબદુલ્લાનું મગજ ભણેલાં મગજો કરતાં વધારે ચોકસાઈથી ચાલતું હતું.

દૂર દૂરના શાલિમાર, નિશાત અને ચશ્મશાહી એ ત્રણ મુઘલ બગીચાઓ મારી આંખને ખેંચી રહ્યા હતા; મારા દિલમાં રંગીલી કલ્પનાઓના આછા આછા ફુવારાઓ ઉછાળી રહ્યા હતા; હિંદુસ્તાન અને પાકિસ્તાન ઘડીભર વીસરી જા, એવું મને સૂચવી રહ્યા હતા. સૌંદર્યની મારી તૃષા છિપાવવા હું મીટ માંડું છું, ત્યાં પાછું મારું મન પેલી ક્ષણભંગુર વાતો તરફ દોડે છે.

સફર કરીને હું મારી 'મેલડી' હાઉસબોટ યાને નૌકાકુટિરમાં આવું છું. સાંજનો સૂરજ સંતાઈ જાય છે. અહમદ મિયાં દાખલ થાય છે.

અહંમદ મિયાં હાઉસબોટોના એજંટ છે; હોશિયાર અને મહેનતુ છે. વિનય અને વિવેક તો આ મુલ્કની જાણે આગવી મિલકત છે. હું આ લોકોને સુધરેલા અને સંસ્કારી લોકો ગણું છું.

'અહંમદ મિયાં, બક્ષી સાહેબનો વહીવટ સારો કે શેખ અબદુલ્લાનો ?'

અહંમદ મિયાં વિચારપૂર્વક મારા તરફ જોઈ રહે છે, પછી એમની વિનયધારા જેવી મધુર વાણી વહેતી થાય છે—જેલમનાં નીર જેવી :

'સાહેબ, એક વખત એવો હતો કે આખું કાશ્મીર શેખ સાહેબની પાછળ હતું. શેખ સાહેબે કાશ્મીર માટે ઘણું કર્યું છે. પણ માનવીનું મગજ એક ફક્ત પરવરદિગાર વગર પૂરું કોઈ સમજી શકતું નથી.'

અહંમદની સિગારેટ પૂરી થઈ.

'તમને પાકિસ્તાનમાં ભળવું ગમે કે ભારતમાં?'

'પાકિસ્તાનમાં ભળવાથી અમને ફાયદો કયો?'

'પાકિસ્તાન ઇસ્લામી રાજ્ય છે અને તમે પંચાણું ટકા મુસલમાન છો.'

'ભારતમાં રહેવાથી અમારો ધર્મ કદી જોખમમાં મુકાયો નથી, કોઈનો પણ ધર્મ કદી જોખમમાં મુકાયો નથી. ઇસ્લામને કોઈ એક રાજ્ય હોઈ શકે નહિ, હોવું જોઈએ નહિ. ઇસ્લામ વિશ્વધર્મ છે.'

અહમદની વાત અટકી ત્યારે દલ સરોવર ઉપર વિભાવરી પ્રસરી ગઈ હતી અને અમર આશાના સૌભાગ્યચિહ્નશો ચંદ્રમા સામેના પહાડના મસ્તકે શોભતો હતો.

ચાર દિવસના વસવાટમાં હું એટલું જોઈ શક્યો છું કે દાયકા પહેલાં–સને ૧૯૪૪માં–મેં જોયેલું કાશ્મીર કદાચ એનું એ છે, પણ કાશ્મીરી એનો એ નથી. એનો દિમાગ બદલાયો છે; એ ટટાર થયો છે; એ પોતાના હક્ક સમજ્યો છે; એને પેટપૂરતું અનાજ મળે છે. ઊંડે ઊંડે એ એટલું તો સમજે છે કે વિશ્વની મહાપ્રજાઓની રાક્ષસી વૃત્તિઓના સંતર્પણની ખાતર પૃથ્વી ઉપરના સ્વર્ગ કાશ્મીરમાં ભાવિ મહાયુદ્ધ ખેલાવાની વકી છે.

# ૫. ડૂબતો સૂરજ

**કાશ્યપ** ગોત્રમાં જન્મેલો, વત્સ, નૈવધ્રુવ અને કશ્યપ એ ત્રણ મારા ઋષિ-પૂર્વજોએ પ્રવર્તાવેલી યજુર્વેદની માધ્યંદિની વાજસનેયી શાખાના અભ્યાસનો દાવો કરનાર હું નાગર વિપ્ર, મહર્ષિ કસ્યપની આ નિવાસભૂમિમાં ધાર્યું તાદાત્મ્ય કેમ નહિ સાધી શક્યો હોઉં એ વિચારે ચઢી ગયો છું.

મારા પ્રિય વાચકગણને મેં કહેલું કે દર અઠવાડિયે હું જરૂર તમને સંભારીશ. બોલ્યું પાળી શક્યો નહિ, જેમાં પ્રેમની ખોટ નહિ પરંતુ પ્રમાદની ભરતી હતી. તૃષાતુર મનુષ્ય પાણી પીતો થાકતો નથી અને પીને પીતે બોલી પણ શકતો નથી, તેવી દશા મેં અત્રે વારંવાર અનુભવી છે. છતાં મારી સૌંદર્યસમાધિ અખંડ હતી એવું કહેવા હું તૈયાર નથી.

ઘણું ઘૂમ્યો, કોલોહોઈની બરફનદી ઉપર સફર કરી, શેષનાગનો જલતરંગ સાંભળ્યો, આરૂ અને લીદરવાટની ગિરિકંદરાઓ ખૂંદી, ચંદનવાડી માણી, વુલર ( ઉલ્લોલ ) -સરોવર નેત્રે વલોવ્યું. ગાધારબલ અને માનસબલનાં નીરથી આંખો છાંટી. ગુલમર્ગે ( ગૌરીમાર્ગે ) પગ થક્યા. ખીર

ભવાની તથા શારિકા તીર્થોના અપડિત પડિતો સાભળ્યા પુરાણ અવતીપુર તૂટેલુ ફૂટેલુ જોઈ મૂક રુદન કર્યું નવી નવલકથાનુ ભાથુ બાધ્યુ ત્યાથી આગળ અનતનાગ અને પડી માર્તંડ—જેને અરેરે, આ કાશ્મીરીઓ 'મટન' કહે છે!—ત્યા પ્રયાણ કર્યું અને તીર્થના ગોરો જોઈ, તેમની અપડિતાઈ ધારી લઈ, સસ્કૃતમા બે ત્રણ વાક્યો ઠાર્યા ત્યા એક વિનમ્રતાની મૂર્તિ સમો બ્રાહ્મણ મારી સામે આવી ઊભો અને 'સરસ્વતી નાત્ર લુપ્તા મ્લેચ્છમર્ગાત ગુપ્તાસ્તિ કેવલા' એવુ ઉચ્ચારી સસ્કૃતમા અસ્ખલિત બોલવા લાગ્યો લીદર નદીના ઘૂઘવતા પ્રવાહમા પથ્થર જેમ અચળ ઊભો રહે તેમ હુ નિશ્ચેષ્ટ ઊભો રહ્યો

માર્તંડથી લીદર નદીની ખીણનો જલતરગ સાભળતો મુસાફર આગળ ચાલ્યો જાય છે અને પહેલગામ પહોચે છે હુ એને તણુનગર કહુ છુ બે નદીઓ ઘૂઘવતી પહાડોમાથી નીકળે છે તે બેની વચ્ચે પહેલગામ છે સેકડો તણુઓમા સેકડો કુટુબો હવાપાણીની મોજ માણી રહ્યા છે ચારેતરફ સૌદર્ય ઊભરાયુ હોય છે—કાશ્મીરી સ્ત્રીઓના સૌદર્યની સરસાઈ કરે તેવુ ત્યાથી બે રસ્તા છે, જેમાનો એક આરૂ, લીદરવાટ અને કોલોહોઈ જાય છે, બીજો ચદનવાડી, શેષનાગ અને અમરનાથ જાય છે

કોલોહોઈ ગ્લેશીઅર જોવાની ઇચ્છા દબાવી ન શક્યા સકુટુબ, સપરિવાર અશ્વારૂઢ થઈ વહેલી સવારે કૂચ કર્યું પહેલગામથી આઠ માઇલ આરૂ, ત્યાથી આઠ માઈલ લીદરવાટ એમ સોળ માઇલનો ઝાડપાન, પહાડ ને પાણીથી સભર

શોભતો માર્ગ ઘોડાઓને પણ ગમતો, કેમ કે તેઓ વાટ પર ઊભા રહેતા.

સાંજે ચાર–પાંચના સુમારે લીદરવાટ પહોંચ્યાં અને મુસાફખાનામાં પડાવ નાખ્યો. ચારેતરફ અમારા સિવાય માનુષી વસ્તી દેખાતી નહોતી અને અમે પણ જો અત્રે વધારે રહીએ તો ઝાડ જેવાં કદાચ થઈ જઈએ તેવું લાગ્યું. માણસ અને ઝાડ વચ્ચે તાત્ત્વિક દૃષ્ટિએ ક્યાં કશો ફરક જ છે ? બૃહદારણ્યક ઉપનિષદ તો એવું કહે છે. મને લાગે છે કે માણસ બહુ જ્ઞાની થઈ જવાથી ઝાડ જેવો મૂક અને શીળો બની જતો હશે.

ડુંગરા દૂરથી રળિયામણા. લીદરવાટમાં તો ડુંગરા છાતીએ અડે છે. રાત રોકાયાં અને સવારે કોલોહોઈ ગ્લેશીઅર તરફ ચાલ્યાં. સાત માઈલ છે, પણ સિત્તેર માઈલ જેવા જણાયા. અસંખ્ય ખડકો, ધૂધવતાં ટાઢાં હિમઝરણાં અને બરફના પુલો વટાવી નિર્જન, નીરવ, ખાવા ધાય તેવા એકાંતમાં પ્રવેશ્યાં અને કંઈક આગળ વધ્યાં ત્યાં જાણે બરફનો પ્રલય થયો હોય તેવા હિમજગતમાં પહોંચી ગયાં. ચારે દિશાઓમાં બરફ હતો અને માથે અટૂલું, અભિમાની, એકલશૂરૂ માત્ર આકાશ હતું. બરફ અને આકાશની વચમાં ઘોડા ઉપર માનવનામધારી કેટલાંક જંતુઓ સિવાય બીજું કશું હતું નહિ. આ વિચિત્ર જંતુનો વિચાર કરતો હું સૃષ્ટિના કર્તા-હર્તાભર્તાના વિચારે નાહક ચડી ગયો. આકાશમાં ગયેલો માણસ જેમ આકાશનો પાર પામી શકતો નથી, તેમ અગોચર નિયંતાનો પાર મારી બુદ્ધિ પામી શકી નહિ. મને થયું કે

મારી મર્યાદા હું વટાવી ગયો છું. મને થયું કે હું શૂન્ય બની ગયો છું. માણસ જ્યારે પોતાની મર્યાદા વટાવી જાય છે, ત્યારે શૂન્ય બને છે, મૌન ધરે છે. ઋષિઓ અને સંત-પુરુષો જલદી શૂન્ય થઈ જતા, આપણે મોડા શૂન્ય થઈએ છીએ. શૂન્ય થવું એને જો ઈશ્વરનો સાક્ષાત્કાર કહીએ તો ખોટું નથી. શૂન્યતાથી વિશેષ કશો દાવો કરવો તે બરાબર નથી. બુદ્ધ ભગવાન આવું જ કંઈક કહેતા.

કોલોહોઈ ગ્લેશીઅરના બે–ત્રણ માઈલના બરફ ઉપર ભ્રમણ કર્યું અને જાણે શીયે ધાડ મારી હોય તેમ છબીઓ પડાવી આવ્યાં હતાં તેમ પાછાં ફર્યાં. રસ્તામાં એક ઠેકાણે મારા ઘોડાનો પગ એક બરફના ભૂવામાં સરી ગયો. હું જિન ઉપરથી ઘોડાના કાને ઊતર્યો અને ત્યાંથી વગર પ્રયત્ને બરફ ઉપર ઊતરી આવ્યો. સારા નસીબે ઘોડાએ પોતાનો પગ સિફતથી ખેંચી કાઢ્યો. મેં બાકોરાની અંદર નજર કરી તો ઘૂઘવતો જલપ્રવાહ પૂરપાટ વહેતો હતો. ઘોડાના પગને બદલે મારો પગ જો અંદર હોત તો ફરી આ લખવા વારો આવત નહિ! બનાવ બની ગયા પછી એકાદ મિનિટે મને સમજાયું કે મારી ઘાત ગઈ હતી. જ્યારે સમજાયું ત્યારે જ હું ભયથી વ્યાકુળ થયો. સાંજે લીદરવાટ પહોંચ્યાં.

દૂરની ક્ષિતિજે સૂરજ ડૂબતો હતો. આવા તો કેટલાય સૂરજ ત્યાં ડૂબ્યા હશે અને ડૂબશે, પણ મારે માટે કોલોહોઈ ઉપરથી પાછા ફરતાં આ કદાચ છેલ્લો જ સૂર્યાસ્ત હતો. એ સૂરજ હેતાળ અને હૂંફાળો હતો. એ મને 'આવજો' કરતો ખિન્ન હૃદયે મારાથી છૂટો પડતો હતો. એના રાતા પ્રકાશમાં

હું મહામુનિ કશ્યપને સમાધિ વાળીને બેઠેલા જોતો હતો. એમનાં નેત્રો મીંચાયેલાં હતાં, પરંતુ એમની આજુબાજુ ગાયત્રી ગુંજતી હતી, જેનો પડઘો મારા હૃદયમાં પડતો હતો— 'તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્'. અને મહર્ષિ પૂર્વજને માનસઅર્ઘ્ય આપતો હું ઘોડેથી ઊતરી ઝૂંપડીમાં ચાલ્યો ગયો.

# ૧. અમદાવાદથી કાઠગોદામ

**મને** ખબર નહિ કે હું રાજાધિરાજ છું; મને ખબર નહિ કે મારે ગાદી છે.

'હે રાજાધિરાજ, તમારી રાજગાદી અખિયાતી રહો! હે બાપજી, તમારું રાજ અમર રહો!'

ભિખારીઓની ભાષાની મોહિની એવી હોય છે કે— મને તો લાગી છે—આ બધું સાંભળીને બે પૈસા કે આનો આપવાનું મન થઈ જાય.

અમદાવાદથી તે છેક અજમેર સુધી હું 'રાજાધિરાજ' જાહેર થતો ગયો. અને એક આના ઉપરથી બે પૈસા, અને પછી પૈસો અને પછી તો મફતમાં મને ગાદી મળવા લાગી!

કોણ કહે છે કે ભિખારીઓ ભીખ માગે છે? એ તો સામાન્ય માણસને રાજા તરીકે ઓળખાવનારા કવિઓ છે.

દુઃખની વાત એ છે કે એમને એક રાજા નથી; મારી સાથેના નોકરને પણ એ લોકોએ એ ઇલકાબ આપવા માંડ્યો,

અને મેં જોયું કે....એના તરફથી પણ તેમને મેં નહિ ધારેલું નાણું મળવા માંડયું ! મને થયું કે અમે બને જો રાજા થઈ જઈશું તો........

ખરું જોતાં તો આ આખો જગતવ્યવહાર જ ભીખ છે. નોકર શેઠની પાસે કે શેઠ નોકરની પાસે, વર વહુની પાસે કે વહુ વરની પાસે, માબાપ દીકરાની પાસે કે દીકરા માબાપની પાસે, સરકાર રૈયતની પાસે કે રૈયત સરકારની પાસે જ્યાં ત્યાં ભીખ જ માગે છે. મોટા મોટા શબ્દો વાપરીએ તે જુદી વાત છે, પણ ભીખને માથે કંઈ શિંગડાં ઊગતાં નથી.

ઘણા કહે છે કે કામ કરીને લેવું તે ભીખ નથી. હું કહું છું કે ભિખારીઓ આખો દહાડો રખડે છે અને આપણને ખુશ કરે તેવાં સુંદર વેણો ઉચ્ચારે છે તે કામ નથી ? કવિઓ કવિતાઓ કરે, લેખકો લેખો લખે અને વકીલો કોર્ટમાં સો ટકા સાચું અને નેવું ટકા જૂઠું બોલે તેમાં કયું કામ રહેલું છે ? દાકતરો પણ........જવા દો ને વાત.

ભીખ માગવા કરતાં આ દુનિયામાં બીજાં ઘણાં સારાં કામ છે, એ બાબતમાં જો ચર્ચા થાય તો આખરે શું નક્કી થાય તે કહી શકાય નહિ.

બેશક, હું તો એટલું જ કહી શકું કે ભીખ માગવા કરતાં બીજાં ઉપયોગી કામો ઘણાં છે તે વાતમાં મને શ્રદ્ધા છે.

ભીખનો ધંધો આપણા દેશમાં જેટલો ફાલ્યોફૂલ્યો છે, તેટલો બીજા દેશોમાં નથી. ભિખારી ભાઈબહેનો જો સાહસ ( Pioneering ) કરી બીજા દેશોમાં આપણો

એ ઉદ્યમ જમાવે તો શું ખોટું ? તે દેશોની સરકારને જો વાંધો હોય તો 'ભીખ', 'ભિખારી' એ શબ્દોની જગાએ બીજા સારા રણકાવાળા 'મિશન' વગેરે શબ્દો યોજી શકાય.

તાપ તો કહે હું ઘણો. આ દેશમાં કેમ આટલો તાપ પડતો હશે ? ભૂગોળનાં કારણો મને ના આપશો. આ તાપ, આ ભીખ, આ ચોમેરના ગંદવાડ, શોરબકોર, હાકથૂ હાકથૂ કરી ઘરબાર, બાગબગીચા, રસ્તા, નદી, સરોવર, સઘળું અખૂટ થૂંકથી ભરી દેવું, એ બધું જોવું, સહન કરવું અને દુઃખી થવું એના કરતાં ભગવાનને વિનવીને મોત કેમ ના માગી લેવું ? ખેર, આ દેશમાં જનમવું એ જ શું મોતની શિક્ષા નહિ હોય !

આપણે ઓછું થૂંકીએ, ઓછું બોલીએ અને વસતી ઉપર કાબૂ રાખીએ તો તો સારું.

'હે રાજાધિરાજ, તમારી રાજગાદી અખિયાતી રહો ! હે બાપજી, તમારો ચાંદો-સૂરજ રોજ તપો.' એક સ્ટેશન આવ્યું અને પાછું શરૂ થયું. સેંકડો માણસોએ પ્લેટફૉર્મ ઉપર 'હાકથૂ હાકથૂ' કરી પ્લેટફૉર્મ થૂંકી માર્યું.

'હે શામજી, હે રણછોડ, હે ચંચી, હે રૂખી,' કાન ચીરી નાખે એવા મોટા અવાજે પોતાથી ત્રણ ફૂટ દૂર ઊભેલાં માણસો એકબીજાને બોલાવવા લાગ્યાં.

સ્ટેશનની બહાર, જાહેર રસ્તાઓ ઉપર, લઘુશંકા કરવા નચિંત જીવે સ્વતંત્ર ભારતવાસીઓ બેઠા હતા....

ટ્રેનના ડબ્બાઓ સુધર્યા છે પણ ડબ્બાઓમાં બેસનારા તથા બેસાડનારાઓ સુધર્યા નથી. રેલવેમાં સ્ટાફ છે

તેના પ્રમાણમાં કામ ઘણું ઓછું છે. લાંચ રુશ્વત અને વધેલાં લાગ્યાં નહિ પણ લાંચના પ્રમાણમાં કામ ઓછું થતું લાગ્યું. ટૂંકામાં, કામના પ્રમાણમાં લાંચ વધી છે. હોય, એ તો મોંઘવારી છે!

મારાં પત્ની તથા તેમની ભાણી મારી પાસે બેડિંગો છોડાવે છે ને બંધાવે છે એમનું એમ માનવું છે કે હું બેડિંગો સારાં બાંધી શકું છું!

મારા મિત્રે અને મેં થોડું ખાધું. ભાવ મજબૂત હતો પણ માલ સારો હતો. રેસ્ટોરાં-કારમાં લંચ અને ડિનર લીધાં તેમાં એક જ વસ્તુને જુદા જુદા નામથી જુદા જુદા માણસોને પીરસવામાં આવી! હોય, આ આખી દુનિયા નામરૂપનો જ તમાશો છે ને! ટમાટૉ-સૂપ કહો, વટાણાનો સૂપ કહો કે દાળ-સૂપ કહો તેમાં અહીં કશો જ ફરક પડતો નથી.

અમે ચાર જણા પાનાં રમવા બેઠાં: મારા મિત્ર અને મારા પત્ની, હું અને મારાં મિત્રપત્ની. રમતનું નામ બ્રિજ હતું. જોકે મારાં પત્ની તથા મિત્રપત્નીના આગ્રહથી જ અમારે એ નામ સ્વીકારવું પડ્યું હતું તે જણાવી લઉં. કોણ હાર્યું અને કોણ જીત્યું તેની કોઈને ખબર. નથી. શું રમ્યા તેની કોઈને પરવા નહોતી. મારા મિત્રને તથા મને બરાબર રમતાં નથી આવડતું એવું સવિનય જણાવી અમે રમત બંધ કરી

બરફ એ ખરેખર, હિંદુસ્તાનમાં ઉનાળાની મુસાફરી દરમ્યાન સંજીવની જ છે. રાજપૂતાના અને મારવાડમાંથી

પસાર થતી વેગાએ બરફને જીવનદોરી કહીએ તોપણ ખોટું નહિ.

બાંદીકુઈથી અચનેરા ને અચનેરાથી કાઠગોદામની ગાડીમાં બેઠા. ગાડીમાં બેઠા પણ પંખા રિસાઈ બેઠા હતા. ગાર્ડને કહ્યું પણ તે તો ના કહ્યા બરોબર. આખર કાસગંજ આગળ ઇલેક્ટ્રિશિયનને મહામહેનતે બોલાવી પંખા ચાલુ કરાવ્યા....ત્યારે તરત સમજાયું કે બરફ વગર ચાલે પણ રાતે પંખા વગર તો ના જ ચાલી શકે. પંખો એ ઉનાળાની રાતે ખરેખરી સંજીવની છે.

શું આપણું પરાધીન જીવન છે! બરફ, પંખા, ચા, સિગરેટ, પાન, સિનેમા! જીવનના ટેકાઓ વધતા જાય છે. મકાન જેમ જેમ નબળું અને તકલાદી તેમ તેમ તેને ટેકાઓની વધારે જરૂર. હવે વળી 'એરકંડિશન' રૂમો અને ટ્રેનના ડબ્બાઓનો જમાનો છે. એટલે એ એક નવી જીવનદોરી! આ બધો વિચાર કરતાં મને આપણા એક મહાન તત્ત્વવિચારક શ્રી વિદ્યારણ્ય મુનિનું વાક્ય યાદ આવે છે:

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम्*

ખરે, આપણાં શરીર વધારે અને વધારે સુખિયાં થતાં જાય છે, તેમ તેમ વધારે અને વધારે ટેવોનાં ગુલામ બનતાં જાય છે.

* જેટલી જેટલી પરવશતા તેટલું તેટલું દુઃખ;
જેટલી જેટલી આત્મવશતા તેટલું તેટલું સુખ.

૨.                                                            હોટેલમાં

નૈનીતાલના એક છેડે તલ્લીતાલ છે, બીજે છેડે મલ્લીતાલ છે

હોટેલ ભરાતી જાય છે. ગુજરાતીઓ સારા પ્રમાણમાં છે—મુબઈના

અરેરે, આ ગુજરાતીઓ અને ગુજરાતણો પોતાનાં શરીર ક્યારે સુધારશે? ફૂંક મારીએ તો ઊડી જાય તેવાં એમના શરીરો છે

મારા એક જૂના બેરિસ્ટર મિત્રની શોધમાં છું. પંદર સાલ અગાઉ લિંકન્સ ઇનમાં સાથે રોટી ભાગેલી તે કેમ વીસરાય! મળીશું એટલે બધુ તાજું થઈ જશે અને એ દિવસોને યાદ પણ કરીશું.

તે દિવસો! ત્યારે અને આજે! એ તો આખું એટલુ હંમેશા સારું લાગે દરેક ક્ષણ પોતપોતાની નવીનતાઓ અને આનંદોથી ભરેલી જ હોય છે.

કાલે લાટસાહેબના દફતરે સહી કરીશું. આશા છે કે આ પીવા બોલાવશે, અને તે વખતે સ્વ. સરોજિની નાયડુ પણ યાદ આવશે.

આ વખતે ઠંડક કંઈક વધારે છે; લોકો પણ વધારે જણાય છે. નેપાળના ત્રણ સરકાર વગેરે અને તેમનાં ટોળાં આવ્યાં છે.

મેટ્રોપોલ હોટેલ અગાઉ મહમુદાબાદના મહારાજાનો મહેલ હતો. આટલા બધા ઓરડાઓ શા મેળના રાખ્યા હશે? યુ. પીના એકવારના ગવર્નર સર હાર્કોટ બટલર તથા સ્વ. પંડિત મોતીલાલ નહેરુ અહીં રહી મહારાજાના મહેમાન બનતા. બેશક મોજ, મસ્તી અને આનંદની છોળો ઊડતી હશે! આટલા બધા અને આવા સારા ઓરડાઓનું પછી થાય શું?

અમારાં છોકરાઓ બહુ જ તોફાન કરે છે; આખો દહાડો અવાજો કર્યા કરે છે; જંપીને લખી પણ શકાતું નથી. મને તો આ મોન્ટેસોરીની આફત લાગે છે!

આ પાછો પીઆનો ટ્યૂન થઈ રહ્યો છે: ટં ટં ટં ટં માથું પાકી જાય છે. ત્યાં તો આ એક કસરતબાજ બાનુ ખમીસ અને ચડ્ડીમાં આવી ચઢયાં—તસતસતાં ધસમસતાં! ગુજરાતણો! શરમાવ. જુઓ, આ શરીર કેટલું સપ્રમાણ, અને સુદૃઢ!

એક બહેન ખૂબ વ્હીસ્કી પીધે રાખે છે; બીડીઓના ઢગલા થાય છે.

'તમે ગુજરાતી છો?' તે મને પૂછે છે.

'હા.'

'હું પણ.'

હું અચંબામાં આભો થઈ જાઉં છું, ઓરડામાં જતો રહું છું અને રજાઈ ઓઢીને સૂઈ જાઉં છું.

## ૩. વાઘ આવ્યો રે વાઘ!

**પેલાં** બહેન તો બે દહાડાથી સાડી પહેરે છે સાડીમા તે સાચેસાચ સ્ત્રી લાગે છે—શ્રી બ. ક ઠાકોરની કવિતા જેવી.

આખરે નંદા દેખાઈ આકાશ બાળકના હૃદય જેવુ સ્વચ્છ હતું અને નંદાના ઉત્સવે જાણે ઢળી પડતું હતું. નંદા તો મને સદા પ્રૌઢા જ લાગી છે અને એના પ્રૌઢ પ્રતાપથી હું અંજાયેલો જ રહ્યો છુ સ્ત્રીઓમા એવો પ્રૌઢપ્રતાપ મેં સ્વ શ્રી સરોજિની નાયડુમા જ જોયેલો.

'વાઘ આવ્યો છે વાઘ! વાઘ આવ્યો છે વાઘ!—અને ખરેખર, એક વાઘ બાજુના આયરપાટાના પહાડની ખીણમા બેત્રણ ગાયોને મારી ગયો છે બે દિવસ પહેલા ટિફિનટોપને રસ્તે જતા ગાયોને મરેલી જોઈ વાઘને મારવા બેત્રણ શિકારીઓ ગયા છે.

વાઘ એટલે લેપર્ડ, જેને આપણે 'દીપડો' કહીએ તે 'શેર' એટલે ચટાપટાવાળો મોટો વાઘ, જેને આપણે 'વાઘ'

કહીએ તે. તરાઈનાં જંગલો—હિમાલયની તળેટીનો પ્રદેશ—હાથી, વાઘ, રીંછ અને નાગથી ભરેલો છે.

કુમાઉં, અહીંની બોલીમાં જેને 'કુમાય્યાં' કહે છે તે, પ્રદેશના વાઘ જાણીતા છે. જીમ કોર્બેટનું 'Maneaters of Kumaon' એ નામનું પુસ્તક ના વાંચ્યું હોય તો વાંચવા જેવું છે. નૈનીતાલ, અલમોડા અને રાણીખેતની આજુબાજુની તળેટીઓનાં જંગલોમાં મનુષ્યભક્ષી વાઘો વરંવાર થાય છે.

મારા ડૉક્ટર મિત્ર કહે છે કે આ પહાડ તરફ વહેલી સવારે અગર મોડી સાંજે ન જવું જોઈએ. અમારા એક અહીંના મિત્ર કહે છે કે, એમાં બીવા જેવું નથી, કેમ કે વાઘ જો મનુષ્યભક્ષી નથી હોતો તો માણસથી બીને નાસી જાય છે. આ વાઘ મનુષ્યભક્ષી નથી.

હવે એ બે વચ્ચેનો વાર્તાલાપ ટાંકું.

'ડાક્ટરસા'બ, એમાં બીવા જેવું નથી.'

'કેમ વારુ ? આ વાઘ પોતે મનુષ્યભક્ષી નથી એવું વાઘે જાહેર કર્યું છે ?'

'અરે ભાઈ, એ જો મનુષ્યભક્ષી હોય તો તેણે માણસો માર્યા હોય ને !'

'પણ આપણાથી જ એ શરૂ નહિ કરે તેની શી ખાતરી ?'

'ડાક્ટરસા'બ, મનુષ્યભક્ષી તો જ્યારે તે ઘાયલ થયો હોય અને બીજો શિકાર કરવાને અશક્ત બની ગયો હોય ત્યારે થાય છે.'

'પણ એ ઘાયલ થયો નથી અને બીજો શિકાર કરવાને અશક્ત થયો નથી એવું ધારી લેવાનું શું કારણ ?'

'મનુષ્યભક્ષી થયો હોય તો આટલાં જાનવરો ના મારે.'

'એની શી ખાતરી ? અને આજથી જ એ શરૂ કેમ ના કરે ? માણસનો શિકાર ના મળ્યો હોય તો તે ભૂખ્યો તો ના જ બેસી રહે. વળી વાઘનું મગજ આપણી ધારણાઓ મુજબ કામ કરશે એવું માનવાને કયું કારણ ?'

'ડાકટરસાંબ, વાઘ હમેશાં માણસથી બીએ છે.'

'પણ આ વાઘ બહાદુર હોય તો ના પણ બીએ. અને આપણને માણસને બદલે મોટા વાંદરાઓ નહિ માને એવું ધારી લેવાનું શું કારણ ? આપને કદાચ તે માણસ તરીકે સ્વીકારે, પણ મને ના પણ સ્વીકારે; એટલે કે મનુષ્યભક્ષી હોય તો તમારો બ્રેકફાસ્ટ કરે અને પશુભક્ષી હોય તો મારો બ્રેકફાસ્ટ કરે. ના ભાઈ, હું તો એ ડુંગરામા જવાનું પસંદ ન કરું.'

ડૉકટરનું મગજ 'એનેલિટિકલ.' મને એમની વાતમા વિશ્વાસ છે. હું તો એટલું જ કહું કે વાઘ, સરકાર અને સ્ત્રી એ ત્રણે શું કરશે અને શું નહિ કરે એ કહેવું અશક્ય છે.

કાલિદાસ કુમાઉં પ્રદેશનો એવી મારી દૃઢ થઈ ગયેલી માન્યતા મેં મારા 'નદીઓ અને નગરો' પુસ્તકમાં 'કૂર્મોચલ' ઉપરના લેખમાં પ્રગટ કરી છે કુમાઉંમાં

હાથીઓ છે અને સરલદ્રુમો—પાઇનનાં ઝાડ—મોટા પ્રમાણમાં છે. 'કુમારસંભવ'નો નીચેનો શ્લોક યાદ કરીએ :

कपोलकण्डूः करिभिर्विनेतुं
विघट्टितानां सरलद्रुमाणां

પરંતુ હાથીઓ તરાઇના જંગલ તથા ભાબરનો કાંકરાવાળો પ્રદેશ છોડીને ઉપર પહાડમાં કદી આવતા નથી અને પાઇનનાં ઝાડ પહાડો સિવાય તળેટીના ભાગમાં કદી થતા નથી, તો પછી કાલિદાસ આ વાત કેમ રજૂ કરે છે ? બે જ વિકલ્પ ગણી શકાય :

૧. અગાઉ હાથીઓ આટલે ઊંચે કદાચ આવતા હશે.
૨. સરલદ્રુમ એટલે પાઇનનાં નહિ પણ બીજાં કોઈ ઝાડ.

રવિવારે લાટ સાહેબના 'ઍટહોમ'માં નિમંત્રણ પ્રમાણે જઈશું. સારાં કપડાં પહેરીશું, પોચી પોંચી મીઠી મીઠી વાતો કરીશું અને એક–બે દિવસ અહંકારમાં મસ્ત રહીશું—આખરે તો માનવી જ ને !

આપણાં હિલસ્ટેશનોનો જો વિકાસ કરવો હોય તો આપણે ત્યાં દર સાલ એક મહિનો મફત રજા, મફત મુસાફરી અને સસ્તી હોટેલની વ્યવસ્થા સરકારી ખાતાંઓએ તથા ખાનગી પેઢીઓએ કરવી જોઈએ. માણસ મહેનત—મજૂરી શા સારુ કરે છે ? જેથી તેના ફળરૂપે તે જીવનનો આનંદ વધારે મેળવી શકે. મહેનત તથા મજૂરીનું ફળ જો આનંદ ના હોય તો મહેનત તથા મજૂરી એ કેવળ અર્થહીન ચીજો છે, વેઠ છે.

દુકાનદારો પોતાની ચીજોના મુકરર ભાવ કેમ નહિ રાખતા હોય ? કે પછી એમને પોતાને જ એમના ભાવની ખબર નહિ હોય ? વેપાર અને ચોરી એ બેની વચ્ચે આપણા દેશમાં નહિ જેવો ફરક છે. જે દેશમાં વેપાર ચોરી બને અને નોકરી લાંચ બને તે દેશ રહેવા જેવો કહેવાય ખરો ? આખો દેશ એક મોટું ચોરબજાર થઈ ગયો છે !

દૂધવાળો દૂધમાં પાણી નાખે છે અને પરમેશ્વરના સોગન લઈ કહે છે કે પાણી નથી નાખતો. હું પરમેશ્વરના સોગન લઈને કહું છું કે દૂધમાં પાણી છે, વધારે પડતું છે. પણ પરમેશ્વરની હકૂમતમાં તો અમારા બંનેમાંથી એકકે જણો માનતો નથી. પારકાને ગાળો ચોપડાવવા તથા સુધારવા હું પરમેશ્વરનું નામ લઉં છું. મારા પોતાના ઉપર તો પરમેશ્વર સદા પ્રસન્ન જ છે, એવા પૂરેપૂરા વિશ્વાસથી હું મારું ગાડું ગબડાવું છું.

દૂધવાળાને મેં કહ્યું કે ભાઈ, આને જો તું દૂધ માનતો હોય તો પછી પાણી કોને કહીશ ? ધોળું પાણી એટલે દૂધ એવા વ્યાપક અર્થમાં જો તું મને દૂધ આપતો હોય તો પછી હું તને ધોળા પાણીના પૈસા આપીશ. આજથી એણે ધોળા પાણીને બદલે ધોળું દૂધ આપવા માંડ્યું છે. આજથી હું એને ધોળા દૂધના પૈસા આપીશ.

ચાલવાનું રોજ ઘણું રહે છે. ધીમે ધીમે પગ ટેવાતા જાય છે. સુખ અને દુઃખ શું ટેવની જ વસ્તુઓ નથી ?

કાલે રવિવાર ગયો અને લાટસાહેબ શ્રી. એચ. પી. મોદીને ત્યાંની પાર્ટીમા જઈ આવ્યાં. પકોડાં હતાં, મલાઈ

લડ્ડુ હતા, ટિકિયા હતી અને સૅાસેજ હતી. ગવર્નર સાહેબ અને તેમનાં પત્ની હવે થોડા દહાડામાં ઉત્તર પ્રદેશ છોડશે. સાંભળ્યું છે કે શ્રી. ક. મા. મુનશી તેમની જગાએ આવશે. મુનશીજીને ગવર્નરપદથી સંતોષ થશે ખરો ?

શ્રી. મોદીએ ગવર્નમેન્ટ હાઉસની સામેની જગાનું નામ 'મોદી હાઇટ્સ' રાખ્યું છે.

'આ હાઇટ્સથી આપને નીચે ઊતરવું ગમશે ?' મેં પૂછ્યું.

'ગમશે તો નહિ, પણ હાઇટ્સ ઉપર ઇન્સાન હંમેશાં રહી શકતો નથી. 'મોદી હાઇટ્સ' ઉપર બીજો ચડશે તે જોઈ મને આનંદ થશે.'

'ઘણું મુશ્કેલ કામ આપ મૂકતા જાવ છે।.' એક બીજા મહેમાને કહ્યું.

લાટસાહેબ હસ્યા અને પોતાના રાજભવનમાં ચાલ્યા ગયા.

રવિવારે તો વાદળ, વરસાદ અને ધુમ્મસ હતાં. ઠંડી કડકડતી હતી. મને થયું કે મારી પાસે ઓવરકોટ હોત તો કેવું સારું !

**વરસાદ,** કરા, વાવાઝોડું અને ઘનઘોર વાદળાં—આ લખી રહ્યો છું ત્યારે હું આ વિશ્વલીલા જોતો જોતો મારા અંતરમાં આનંદલીલા અનુભવી રહ્યો છું. મને થાય છે કે હું જાણે ઘનઘોર વાદળું છું; મને થાય છે કે મારા હૃદયની કંદરામાં મેઘ વરસી રહ્યો છે, મારા હૃદયની ન બુઝાયેલી રાગદ્વેષની જ્વાળાઓ ઉપર શીતળ એકાગ્રતાના આનંદના કરા વરસી રહ્યા છે. હું વિરાટના આનંદમાં વિલીન થઈ જાઉં છું. કવિ બાલની એક મનોહર પંક્તિથી મારું હૃદય ડોલે છે—નજીકનું દેવદારનું મોટું વૃક્ષ ઊંચા આભને જોઈ ડોલતું હોય તેમ :

> 'મનમયૂર કૂદી કૂદી ઊઠે,
> નિરખી નવલ ઘનશ્યામ.'

હું એ પંક્તિ વારંવાર રટું છું. મારું હૃદય વિરાટથી વિખૂટું પડવા માગતું નથી. બાલ્કનીમાં ઊભો ઊભો હું સઘળી ઇન્દ્રિયોથી વિરાટનો મહાપ્રસાદ આરોગી રહ્યો છું—

ત્યાં તો, જોતજોતામાં, આંખના પલકારામાં, મહાશક્તિ મારી સામે આ નવો પ્રસાદ રજૂ કરે છે. તેજના ફુવારા ફૂટયા છે. આ અભિનવ રંગલીલામાં રચ્યોપચ્યો હું અકવિ છતાં કેમ આવું કવિતા જેવું કાંઈક લલકારું છું ?....આ કોણ લલકારે છે ?....ભગવાન મહાકાલના શ્વાસોશ્વાસ જેવી આ ગિરિમાળાઓમાં ચૈતન્યની જાણે રેલમછેલ કરતી હોય તેમ પ્રકાશની અસંખ્ય રેખાઓ તરુવરોને લપેટી રહી છે.

'ચહા આવી સાહેબ !'

મારી આનંદસમાધિમાં નોકરનો પરિચિત અવાજ ભંગાણ પાડે છે અને અનુભવેલો આનંદ અપરિચિત બની જાય છે.

'ડૉકટર તો કાઠગોદામ પહોંચી ગયા હશે. હું નથી માનતી કે તેમને વરસાદ નડ્યો હોય.'

મારાં પત્નીનો અવાજ પેલા અપરિચિત કોટિના આનંદને વધારે અપરિચિત બનાવે છે. પેલી આનંદસમાધિ અલોપ થઈ જાય છે અને મિત્ર ગયાનું દુઃખ હૃદયનો કબજો લઈ લે છે.

'અડધો કલાક મોડા પડયા, નીકર આ દૃશ્ય જોઈને જાત.' મારાં પત્ની બોલ્યાં.

'વાવાઝોડું અડધો કલાક વહેલું થયું હોત તો દાકતર કદાચ બસ અને ટ્રેન બધું જ ચૂકી જાત.' મેં કહ્યું.

'ના ચૂકત. પડતા વરસાદમાં અને મારતા કરામાં તે

કદાચ ચાલતા ચાલતા પણ કાઠગોદામ જાત.' દાક્તરનાં પત્ની બોલ્યાં.

ધારાશાસ્ત્રીઓ માટે કહેવાય છે કે કાયદો એ એમની પહેલી અને તેથી ઘણી અદેખી ધર્મપત્ની છે. એ તો હશે, પણ મેં તો જોયું છે કે દાક્તરોની દાક્તરી એ એમની એકની એક અને ચોવીસે કલાક કોટે વળગેલી ધર્મપત્ની છે—બીજી બધી તો માત્ર સખીઓ. ડોક્ટરો શા માટે પરણતા હશે એ મને કદી સમજાયું નથી.

શનિવારે મારા બૅરિસ્ટર મિત્રને જમવા બોલાવ્યા. પોતે શિકારી છે, ઘણા વાઘ અને રીંછ માર્યાં છે. જીમ કોર્બેટ—'Maneaters of Kumaon' અને 'Maneating Leopard of Rudraprayag'નો વિખ્યાત લેખક—એમના ઘર પાસે જ રહેતો હતો અને બંને વારંવાર મળતા હતા. જીમ કોર્બેટ, પહાડી જીવન ગુજારે, પહાડી ભાષા બોલે, પહાડી ખોરાક ખાય, પહાડી ગાયનો ગાય, અને કુમાઉંના ખૂણાખાંચરા તમામ જાણે. એ માણસ અદ્ભુત હતો; અંધારી રાતે જંગલમાં પડી રહેતો અને જંગલી પ્રાણીઓના અવાજની આબેહૂબ નકલ કરી શકતો. આખી જિંદગી તેણે જંગલ અને શિકારને સમર્પી દીધી હતી. એ માણસ અવનવી કહાણીઓ કહેતો, ચમત્કારોમાં અને મનની પારની વસ્તુઓમાં માનતો.

બૅરિસ્ટરે મને તરાઈના જંગલની એક અજાયબી ભરેલી વાત કરી.

બે સાલ અગાઉ બૅરિસ્ટર અને તેમનો એક શિકારી

હલ્દવાનીની નજીક તરાઈ જંગલમાં શિકારે ઊપડયા અને જેમાં હાથીઓ રહેતા હોય છે તેવા મોટા ઘાસના પ્રદેશમાં આવ્યા. બપોરના ત્રણ વાગ્યાનો સમય હતો. બંને જણાએ એક ચીસ સાંભળી—કોઈ જાણે દુઃખથી રડતું હોય તેવું લાગતું હતું. ચીસ સંભળાઈ તે તરફ બંનેએ જોયું અને ચાલવા માંડયું. ઑસ્ટ્ટિરના મનમાં કે કોઈ જંગલી માણસ મરવા પડયો હશે અને ચીસો પાડતો હશે. પાસે ગયા પણ કશું જ દેખાયું નહિ. એટલામાં બીજી બાજુએથી પાછો અવાજ આવ્યો. તે તરફ બંનેએ ચાલવા માંડયું. ત્યાં પણ કશું હતું નહિ. આવું ત્રણ–ચાર વખત બન્યું.

બંને જણા વિચાર કરતા ઊભા. પાસે એક મોટું ઝાડ હતું. એ ઝાડના થડ પાછળથી ઑરિસ્ટરે મનુષ્યનો પંજો લંબાતો જોયો. પેલા બીજા માણસે પણ તે જોયો. બંને જણા નજીક ગયા; છેક નજીક આવી ઝાડની પાછળ નજર કરી.

ઝાડની પાછળ કશું જ નહોતું—પંજો જાણે અલોપ થઈ ગયો! બાજુમાંથી ખડખડાટ હસવાનો અવાજ આવ્યો. પેલો શિકારી ગભરાયો, દોડવા લાગ્યો. ઑરિસ્ટરે ઝાડ તરફ જોયું તો પંજો ફરી દેખાયો. એમણે તે પંજા ઉપર ગોળી છોડી. ખડખડાટ હસવાનો અવાજ આવ્યો અને પંજો અલોપ થઈ ગયો!

'ઝડપથી હું પાછો ફર્યો. હજી પણ મને સમજાતું નથી કે આ પંજો કોનો હતો, અને આ રુદન તથા હાસ્ય કોનાં હતાં?' ઑરિસ્ટર બોલ્યા.

'તમે શું ભૂતપ્રેતમાં માનો છો?' કાંઈ ન સૂઝયું એટલે મેં પૂછ્યું.

'હું માનતો નથી, પણ મારી સગી આંખે અને સગા કાને મેં જોયું તથા સાંભળ્યું.'

રાતના અગિયાર વાગ્યા હતા અને આટલી વાત કરી મારા મિત્ર મેટ્રોપોલ હોટેલમાંથી આયરપાટા તરફના અંધકારમાં પોતાના ઘર તરફ ચાલવા લાગ્યા.

'જોજો હો, પેલો પંજો ફરી પાછળ ના પડે! હું મૂકવા આવું?' મેં હસતે હસતે કહ્યું.

મિત્રે મારી સામે તાકીને જોયું. એક ક્ષણ એમની ગંભીર મુખમુદ્રા હું જોઈ રહ્યો.

'તમે મને પાગલ તો નથી માનતા ને?' તેમણે આસ્તેથી પૂછ્યું.

'ના.'

'મેં પંજો જોયેલો—મારી સગી આંખે જોયેલો. મેં અવાજ સાંભળેલો—મારા સગા કાને સાંભળેલો!'

'તમારાં આંખ અને કાન તે દહાડે થાકી ગયાં હશે.'

'મારાં આંખ અને કાન એ દિવસ કરતાં દસગણાં અનેક વાર થાકી ગયાં છે, પણ મેં પંજા જોયા નથી કે અવાજ સાંભળ્યા નથી.'

એટલું કહી તેઓ ચાલ્યા ગયા. હું વિચારમાં પડી ગયો. પછી મને થયું કે આ ક્યાં વિચારનો વિષય હતો! આ તો અનુભવનો વિષય હતો. કોઈના અનુભવની હાંસી કરવાનો મને કયો અધિકાર?

મને થયું કે આજે ડૉક્ટર નહોતા, નીકર અમને બંનેને પાગલ માની તમાકુની પાઈપને વધારે જોરથી ફૂંક મારત.

માનવું અને ન માનવું એ આપણા મગજની માનવા ન માનવાની શક્તિ કે અશક્તિ ઉપર આધાર રાખે છે.

ભૂત અને પ્રેતયોનિ જો ના હોય તો મારે કશું કહેવાનું નથી. જો હોય તો એ ભાઈ–બહેનોને મારી એટલી જ નમ્ર વિનંતિ છે કે મારા ભાઈબંધને પરચો આપ્યો તે ઠીક છે, મને પરચો આપ્યા બગણર છે. આપ મારી પાસે આવવાની તસ્દી ના લેશો. મારા ડૉક્ટરમિત્રને બને તો પરચો બતાવશો.

ગઈ કાલે મોડી રાત સુધી અમે કેટલાક મહેમાનો હોટેલના લાઉન્જમાં બેઠા બેઠા તડાકા મારતા હતા. કેટલાક ભાઈઓ મને 'ભાવીના ભેદ' બાબત સાશંક પૂછતા હતા.

'ભવિષ્યની તે ખબર પડે?' એકે પ્રશ્ન ઉઠાવ્યો.

'ભીંતની પાછળ કાંઈ નથી દેખાતું માટે ભીંતની પાછળ કાંઈ નથી એવો નિર્ણય બાંધી ના શકાય.' બીજાએ કહ્યું.

ગોળગોળ ઘૂમરાતો વાર્તાલાપ થાકીને ઢીલો પડવા લાગ્યો. બેત્રણ જણાઓએ મારા તરફ વધારે સ્પષ્ટ કથનની આશાથી જોવા માંડયું. મેં મારું મોં ખોલ્યું :

'ભાવી છે, નિશ્ચિત છે. આપણું અજ્ઞાન તથા આપણી અશક્તિ અનંત છે.'

'આપણું ધાર્યું નથી થતું એમ જ ને ?' બીજા એક ભાઈ બોલ્યા.

'આપણું ધાર્યું જરૂર થાય છે. પરંતુ આપણી ધારી વાત પ્રમાણે જ આપણે હંમેશાં કામ કરતા નથી, અને કરીએ તો તેનું ફળ ક્યારે મળે છે તેની આપણને ખબર હોતી નથી. કઈ ક્રિયાનું ફળ કયું છે એ બાબતમાં આપણે ફક્ત અનુમાનો બાંધીએ છીએ. ટૂંકમાં, ક્રિયા ધારી થાય છે, ફળ હંમેશા ધાર્યું તેવું અને ધારેલે વખતે મળતું નથી.'

રાતે અગિયારે અમે વીખરાયા.

પથારીમાં પડે પડે મને વિચાર આવ્યો કે પચ્ચીસ વરસની ઉંમરનો એક યુવાન બૅરિસ્ટર સાઠ સાલ અગાઉ રોટલો કમાવા આફ્રિકા ગયો ત્યારે તેણે ધારેલું ખરું કે પોતે એક મહાસામ્રાજ્યને હચમચાવી નાખશે ? તેનું અંગત અપમાન થયું અને એ અંગત અપમાનમાંથી એને આત્મદર્શન થયું. આ વસ્તુ વિધાતાએ નિર્માણ નહોતી કરી એવું કોઈ છાતી ઠોકીને કહેવા તૈયાર છે ? અને એ જ પ્રમાણે આપણાં સૌનાં અંગત જીવન આપણા ધારેલા નહિ

પરંતુ અણુધારેલા માર્ગે જ વારંવાર વહે છે તે આપણો અનુભવ નથી શું ? તો પછી હું કરું છું, હું નથી કરતો; મને આ ગમે છે, મને આ નથી ગમતું; મારું ધાર્યું થયું છે, મારું ધાર્યું નથી થયું; એ બધી માનસિક ભૂતાવળો, ભ્રમ નથી શું ?....

અને આ, મારા કોઈ પણ જાતના પ્રયત્ન કે ઇચ્છા વગર, નિદ્રાએ મારી જાગ્રત અવસ્થા પૂરી કરી નાખી. કોના કહ્યાથી, કોના હુકમથી ? આ હું ઊંઘવા લાગ્યો અને આંખના પલકારામાં મારું 'હુંપદ' અલોપ થવા લાગ્યું !....

## ૫. બુદ્ધસિંગ અને ખુદાબક્ષ

**બુદ્ધસિંગની** ઉંમર પાંત્રીસેકની છે. તે અહીંનો રહીશ છે અને દાંડી ઉપાડવાનો ધંધો કરે છે. દાંડી એટલે એક માણસ બેસી શકે તેવી લાંબી ખુરસી, જેને ચાર જણા ઉપાડે છે.

બુદ્ધસિંગ પહાડી રાજપૂત છે. એ લોકો ઠાકુર કહેવાય છે. સ્વભાવના સાલસ અને દિલના સાફ એવા આ પહાડી લોકોમાં બુદ્ધસિંગ ઘણો વિનમ્ર, સંતોષી અને શાંત છે. એ બુદ્ધિશાળી હશે એની ખાતરી મને તાજેતરમાં થઈ.

સાંજનો સમય હતો અને હિમાલયના શાંત અને પ્રેરક વાતાવરણમાં અમે બધાં એક પહાડ ઉપરથી ઊતરતાં હતાં. દાંડીમાં મારાં પત્નીની ભાણી આકાશના રંગો જોતી જોતી બેઠી હતી. તે રહી ચિત્રકાર એટલે એને એનો સ્વાભાવિક રંગ હોય. મારાં પત્ની પણ તેમનાથી વીસરાઈ ગયેલા કાલિદાસને યાદ કરી ઘડીક મને વિસ્મયમાં નાંખી દેતાં હતાં.

નાકની દાંડી તરફ જોતો જોતો બુદ્ધસિંગ દાંડી સાથે તાલબદ્ધ ગતિથી આગળ ધપતો હતો. કુદરતની અખૂટ અને અનંત મહાલીલા જોતો જોતો હું બુદ્ધસિંગની સાથે સાથે ચાલતો હતો.

'રોજ કેટલું મળે છે?'

'દોઢથી બે રૂપિયા, સાહેબ!'

'પૂરું થાય છે?'

મારો સવાલ સાંભળી બુદ્ધસિંગ જરા થંભી ગયો.

'પૂરું તો આ દુનિયામાં કોઈનું કદી થતું જ નથી.'

હું આ વિલક્ષણ શ્રમજીવીને જોઈ રહું છું. એના મોં ઉપર પરસેવાનાં ટીપાં બાઝયાં છે. એની આખમાં શાંતિ અને સંતોષ ભર્યાં છે. એ થોડું ચાલે છે, પછી પાછો ઉમેરે છે:

'પૂરું જો થયું હોત તો ફરી જનમ શુ કરવા લેવો પડત?'

હું ચમકું છું. બુદ્ધસિંગ પરસેવો લૂછે છે.

'જનમજનમના મોટા બોજ ઉઠાવીએ ત્યાં આ દાંડીનો બોજ શો ગણવો! શરીર લીધું છે તે બોજ ઉઠાવવા ખાતર જ.'

આ નિરક્ષર અને શ્રમજીવી ફિલસૂફને હું ધારી ધારીને જોયા કરું છું.

'એ તો બરાબર, પણ આ તમારા લોકોની મહેનત અને મજૂરીના પ્રમાણમાં તમને મળે ખરું ?'

બુદ્ધસિંગની ફિલસૂફી ફક્ત ઉપરછલ્લી અને ઘરેડિયા હશે એમ ધારી મેં એને ચકાસવા પ્રયત્ન કર્યો. થોડીવાર બુદ્ધસિંગ મૂંગો મૂંગો ચાલ્યો. પછી એણે પોતાની બોચી ઉપરથી પરસેવો લૂછ્યો અને મારા તરફ જોયું :

'એ તો મહેનત અને મજૂરી કરનારને ખબર. હું તો સદા આરામ કરું છું.'

બુદ્ધસિંગના વાક્યનો ધ્વનિ પકડવો કઠણ નહોતો. આ સંસાર અને તેની ગડમથલમાં આસક્ત રહેનારનો જ અસંતોષનો કીડો હાલે છે. એને જ અમુક ફળ મળે એવા અભરખાઓ હોય છે. એની જ વૃત્તિનો સામ્યભાવ ડહોળાઈ જાય છે. એ જ માણસ ફળના કાટલાંથી કર્મને જોખે છે.

'સાહેબ, અસંતોષથી જ આ આખો સંસાર ઝેરી થઈ ગયો છે. ભગવાન શંકરે સંસારના અસંતોષનુ ઝેર પોતે પી લીધુ, છતાં મનુષ્યો શા સારુ શાંતિથી બેસતા નહિ હોય ?'

બુદ્ધસિંગની વાણીએ અણધાર્યો અને હૃદયંગમ અલંકાર ધર્યો.

'કેટલું ભણ્યા છો ?'

'એ ઝંઝટમાં પડ્યો જ નથી મને લખતાં-વાંચતાં

નથી આવડતું. ખેતી કરું છું અને ઉનાળાના આ બે મહિના દાંડી ઉપાડું છું.'

આકાશના રંગોમાં તલ્લીન થયેલી ભાણી અને કાલે ક્યાં ઉજાણીએ જવું અને શું બનાવવું એના વિચારમાં મસ્ત મારાં પત્ની અને બુદ્ધસિંગની વાણીમાં મુગ્ધ એવો હું, આખરે અમારે ઉતારે આવ્યાં.

'શું આપું, બુદ્ધસિંગ ?'

'આપની મોજ આવે તે.'

કેટલો સુંદર જવાબ! મને પણ મોજ આવી અને મેં જે આપ્યું તે તેણે વગર જોયે ગજવામાં મૂકી દીધું. કેટલો નિઃસ્પૃહ માણસ! હું એને જોઈ જ રહ્યો.

આજે વળી એક બીજો મસ્ત પહાડી માણસ મળ્યો. તેનું નામ ખુદાબક્ષ. પચાસેકના આ આધેડ માણસનો ઘોડો લઈ હું દેવપાટાના પહાડ ઉપર ચાલ્યો. ખુદાબક્ષ પણ મારી સાથે આવ્યો. એના શબ્દોમાં વિનય ભરેલો હતો.

'મિયાં, તમારું કામ નથી. હું ઉપર જઈને આવું છું; તમે નીચે આરામ કરો.'

'હજૂર, શી વાત કરો છો? અલ્લાની રોશની પહાડ ઉપરથી જોવા મારી પણ મરજી છે. આપ મને પણ સાથે આવવા દો.'

મેં ઘોડા ઉપર જવા માંડ્યું અને ખુદાબક્ષ સાથે સાથે ચાલવા લાગ્યો.

દેવપાટાના રસ્તે નૈનીતાલ અને તેની આજુબાજુના પહાડોનું દૃશ્ય મારે મન સ્વર્ગનું જ સ્વપ્નું છે. આપણે ગગનના તરફ જેમ જેમ પ્રયાણ કરતા જઈએ તેમ તેમ ધરતી અને લીલાછમ પહાડો આપણને કદી નહિ બતાવેલો પોતાનો સૌંદર્યવૈભવ છતો કરી દે છે.

હું ચડતો જાઉં છું—ભૂલ્યો, ઘોડો ચઢતો જાય છે—તેમ તેમ પંખીઓ પોતાના ચિત્રવિચિત્ર કંઠથી ગિરિકંદરાઓ ભરી દે છે. એક પંખીરવ તો હું એવો સાંભળું છું કે જાણે મને સમાધિ ચઢી જાય છે અને વગર પ્રયત્ને હું મોટેથી બોલી ઊઠું છું કે :

'रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान् '

ખુદાબક્ષ હસતો હસતો મારી સામે જુએ છે.

ચારેતરફ અનંત પૃથ્વી પથરાઈ ગઈ છે. ઉત્તરે દૂર દૂર નજર નાખતાં પશ્ચિમ તરફ 'કામટ'નું હિમશિખર દેખાય છે. એ જોતાં સ્મિથનું Kamet conquered પુસ્તક યાદ આવે છે. ત્યાંથી ધીમે ધીમે પૂર્વ તરફ નજર ચલાવતાં બદ્રિનાથના પહાડ અને પછી ત્રિશૂળ દેખાય છે. ત્યાંથી પૂર્વમાં મનોહર નંદાદેવી અને તેની પણ પૂર્વમાં નંદાકોટ અને પછી પંચચૂલી આદિ હિમશિખરો મારા તરફ મીટ માંડીને જોયા કરે છે.

એ થઈ ઉત્તર દિશાની ભૂગોળ. પૂર્વ તરફ જોતાં, એટલે કે કંઈક ઈશાન તરફ આઘે આઘે, નેપાળના પહાડો અડગ ઊભા છે અને તેની પૂર્વમાં ભીમતાલ, સાતતાલ, નવકુચિયાતાલ આદિ અનેક સરોવરો શોભી રહ્યાં છે.

દક્ષિણે મોં ફેરવતાં ભાભર અને તરાઈનાં જંગલો અને કાલાઢુંગી અને આઘે આઘે રામપુર અને મુરાદાબાદ દેખાય છે. ત્યાંથી નજર ઉઠાવી પશ્ચિમે ફરતાં દૂર દૂર ગંગાનદીનો પ્રદેશ, હરદ્વાર, એ બધું નજરે પડે છે.

સ્વચ્છ આકાશ હોય ત્યારે આ ઊંચાઈ ઉપરથી ચારે-તરફ બસો માઈલનો પ્રદેશ નરી આંખે દેખાય છે.

નંદાદેવીનું શિખર અહીંથી પંખીની પાંખે સીધું ફક્ત સાઠથી સિત્તેર માઈલ છે.

આ બધું જોતો જોતો હું પાછું 'रम्याणि वीक्ष्य' ચલાવું છું. ખુદાબક્ષને થતું હશે કે આ કોઈ પાગલ માણસ છે—એના મો ઉપર જોકે એવો ભાવ ન હતો.

'ખુદાબક્ષ, ઘોડો તમને કેટલુ કમાવી આપે છે?'

'હજૂર, રોજ દસથી બાર રૂપિયા '

'રોજ કેટલું કામ કરે છે?'

'જેટલુ હું કરુ છું તેટલુ. મને મારો ઘોડો પ્રાણથી પણ પ્યારો છે એ બિમાર પડે છે ત્યારે હું કદી ખતો નથી, મારા વગર એ પણ ખાતો નથી '

એ સાભળી મને કલાપિની પેલી લીટીઓ યાદ આવી:

'અહોહો અલ્પ જીવોના પ્રેમમા બળ છે બહુ,
ખેચાતા પ્રેમથી તે સહુ ખેંચી પ્રેમવતી શકે.'

પહાડ ઉપર ચઢતો ચઢતો હુ અણધારી વાતે ચઢી ગયો. પણ આ ઊંચાઈએ માણસના મગજના તાર અણધારી રીતે જ ખેંચાય છે.

ખુદાબક્ષ કશું ગણગણે છે.

'મિયાં, શું લલકારી રહ્યા છો?'

'અજી, કુછ નહિ.'

પાછા ગણગણે છે.

'એનો અર્થ કહો.'

પહાડમાં પંખીઓ કલરવ કરી રહ્યાં છે તે તરફ મારું ધ્યાન દોરી મિયાં કહે છે:

'જે અવાજ હું સાંભળું છું તે મારા દિલમાં રહેલા પંખીના અવાજનો ફક્ત પડઘો છે. જે રોશની હું જોઉં છું તે દિલના સૌંદર્યનો એક ફક્ત ઝબકારો છે. હે મુસાફર, તું પહાડ ઉપર ચઢતો નથી, પણ હૃદયની ગુફામાં ઊતરી રહ્યો છે.'

ખુદાબક્ષની કવિતા ઉપર હું ફિદા થઈ ગયો.

એટલામાં એક નાની સરખી દુકાન આવી. ખુદાબક્ષ બીડીઓ લેવા ગયો.

'આઈયે બડે શાયેર, આઇયે.'

દુકાનદારના શબ્દો સાંભળી હું અચંબો પામ્યો, નજીક ગયો. દુકાનદારને ખુદાબક્ષની બીડીઓના બે આના આપ્યા. ખુદાબક્ષ અહેશાનથી મારી તરફ જોઈ રહ્યો.

'મિયાંને સારી બીડીઓ આપજો.' મેં દુકાનદારને કહ્યું.

'કેમ ના આપું, સાહેબ? ખુદાબક્ષ તો અચ્છા કવિ છે.'

'એમ કે?'

'હા સાહેબ, એ તો બહારથી ફકીર છે, અંદરથી તો અમીરોના પણ અમીર છે.'

અમીરોના પણ અમીરની સાથે પછી મેં પાછું ઉપર ચઢવા માંડયું. એના માનમાં હું ઘોડા ઉપર ના બેઠો.

'સાહેબ, બેસી જાવ.'

'ના, તમારી કવિતાઓ મને ઘોડા ઉપરથી બરાબર સંભળાતી નથી.'

અમે ટોચે પહોંચ્યા. દેવદાર અને ઓકના વનમાં વાયુ એકલો એકલો હીંચી રહ્યો હતો. અમને આવ્યા જાણીને ચિડાયો હોય તેમ તેણે મોટેથી કિકિયારીઓ કરવા માંડી. ઓકના એક થડને અઢેલીને હું પ્રસન્ન મને ઊભો એટલે વાયુએ મારા શરીરે થાપટો મારવા માંડી. મારી દૃષ્ટિ પશ્ચિમની ક્ષિતિજ ઉપર હતી. તે દિશામાં એક જબરજસ્ત અને ઘીચ ઝાડીવાળી ખીણ ફેલાયેલી હતી. એવું ઘીચ જંગલ હિમાલયના આ પ્રદેશમાં બીજું નથી એવું જીમ કોર્બેટ એના 'My India' નામના પુસ્તકમાં જણાવે છે. માઈલોના માઈલો સુધી એ ખીણ ચાલી જાય છે. ક્ષિતિજે ઢળી પડતો સૂર્ય પોતાનાં રહ્યાંસહ્યાં કિરણો ઉતાવળમાં છૂટે હાથે વેરતો હતો અને આખીયે ખીણના અનંત વિસ્તારમાં એ કિરણોની રેલમછેલ થઈ રહી હતી. અનેક રંગો પહાડોના તખ્તા ઉપર સમૂહનૃત્ય કરી રહ્યા હતા.

આ પ્રગાઢ વનરાજીમાં અનેક વનરાજો મસ્ત પડયા હશે, અનેક રીંછ રખડતાં હશે અને તળેટીમાં—ભાભર

અને તરાઈમાં—અનેક હાથીઓનાં ઝુંડ ઝૂલતાં હશે. ચિત્ર-વિચિત્ર હરણોનાં ટોળાં આ રંગો તરફ મીટ માંડી ઊભાં હશે અને હરણોનાં ટોળાં ઉપર મીટ માંડી વનરાજો ટાંપીને બેઠા હશે. જીવન અને મૃત્યુનાં અશબ્દ મહાકાવ્યો આ વિકરાળ પ્રદેશમાં રોજ રચાતાં હશે.

આખરે નીચે ઊતર્યા : હું, ખુદાબક્ષ અને એનો ઘોડો 'સિલ્વર.' હોટેલના લાઉન્જમાં વ્હીસ્કીની પ્યાલીઓ અને બીયરના પ્યાલાઓ પોતપોતાનાં ભક્તો સાથે એકતાન હતાં.

'કેમ ભાઈ, ઝાડ, પાન અને પહાડ બહુ જોવા માંડ્યાં છે!' એક મિત્રે કહ્યું.

'જોવા નહિ, પીવા માંડ્યાં છે.' મેં જવાબ આપ્યો.

'એના કરતાં આ શું ખોટું છે?' તે મિત્રે પોતાની પ્યાલી બતાવી હસીને કહ્યું.

'એ હી નશા હૈ ચાર ઘડીકા, અજર નશા હૈ હમારા.'

શ્રી નૃસિંહાચાર્યની પંક્તિઓ ઉચ્ચારી, આવજો કરી, હું મારા ઓરડામાં જતો રહ્યો.

પ્રભુની સૃષ્ટિનો અજર નશો પીસરીને મનુષ્ય આવો ક્ષણજીવી નશો શું કરવા કરતો હશે?

## નની સરોવર

૬.

પાછો ધોધમાર વરસાદ, કરા અને ઠંડા પવનના સુસવાટા. ઓકનાં પાંદડાં વરસાદથી ભીંજાઈને પવનથી ખુબ હાલી ઊધાંચત્તાં થાય છે ત્યારે લીલા રંગની ઘડીક આછી તો ઘડીક ઘેરી રંગલીલા વિસ્તરે છે.

વરસાદ રહી જાય, તેજના અંબાર ફૂટે અને હળવા પવનની નાદમસ્તી શરૂ થાય ત્યારે જો એક ઘોડો લઈ તમે પહાડની ખાંધે ચડો તો હિમાદ્રિનું અખૂટ સૌંદર્ય તમારી આંખ આગળ ઊભરાય.

ઊંચા આસમાનથી નૈનીતાલ જુઓ. પાણીદાર પાનું –નીલમ–જોયું છે? તે જેવું લીલુંછમ હોય છે તેવું જ આ સરોવર છે. કહે છે કે સતીના શરીરના કટકા થયા પછી આંખ જ્યાં પડી ત્યાં આ દિવ્ય સરોવર થયું. આ વાત જો સાચી હોય તો સતીની આંખ જોવાનું સદ્ભાગ્ય તમને સાંપડશે. એ આંખ સૌમ્ય, શીતળ, સુરેખ અને સુંદર છે. સતીના આ દિવ્ય નયનનું સૌંદર્ય સોળે કળામાં ખીલ્યું હોય

તો ચીના પહાડની દક્ષિણે ચુંગી થઈ ઊંટિયા પહાડ ઉપર ચઢો. પંખીઓ બોલે, તરુવરો ડોલે, ગગને રંગો લહેરાય અને વ્યોમના વિશાળ સાગરે અનંત અદ્રિઓ લંગરેલા જણાય. ત્યારે જાણે થાય કે આ તે સ્વપ્ન કે આ તે માયા કે આ તે મતિભ્રમ! એ દિવ્ય સૌંદર્યની લીલા દિલ ડોલાવી નાખે.

પુરાણોમાં કથા છે કે આ સરોવરનું વિધાન કરનાર ત્રણ ઋષિઓ હતા. કૈલાસ તરફ જતે જતે એ ત્રણેને તરસ લાગી. પાણી હતું નહિ તેથી તેમણે ભગવાન શંકરની આરાધના કરી. શંકર ભગવાને પ્રસન્ન થઈ કૈલાસ આગળ બેઠે બેઠે માનસરોવરનાં પાણી પાતાળમાર્ગે આ તરફ વાળ્યાં. એ પાણીમાંથી જે સરોવર થયું તે નૈનીતાલ.

હું તો એમ માનું છું કે યોગીશ્વર શિવે ઓંકારની આહુતિઓથી હિમાલયને ચલવિચલ કરી જે ભૂકંપ કર્યો તેથી કંપીને હિમસુતા પાર્વતીએ શિવજી આગળ આંસુની ધારા વહેવડાવી. એ આંસુનું એક સરોવર થયું. શિવજીએ જ્યારે આંખો ઉઘાડી ત્યારે તેમણે પાર્વતીને જોયાં અને તેમના પગ આગળ એક મોટું સરોવર પણ જોયું. એ સરોવરમાં તેમણે પાર્વતીની એક આંખનું પ્રતિબિંબ પણ જોયું. આ આખાયે દૃશ્યથી શંકર ભગવાન મુગ્ધ થઈ ગયા અને પોતાની યોગશક્તિથી તેમણે કાળને થંભાવી દીધો, અને તેથી પેલું સમગ્ર દૃશ્ય પણ એવું ને એવું સ્થિર થઈ ગયું.

ટેનિસ ટુર્નામેન્ટ ખેલાઈ રહી છે. આજુબાજુ ખુરસીઓ ચિકાર ભરાઈ ગઈ છે. ચિત્રવિચિત્ર અને કીમતી સાડીઓની

ઝાકઝમાળ આગળ પુરુષોના સૂટ ઝાંખા પડી જાય છે. સ્ત્રીઓ પણ સુંદર અને સ્નાયુબદ્ધ છે અને આ બધી ઝાકઝમાળ અને સુંદરતાની 'મોનોટોની' ભાંગવા એક પણ ગુજરાતી કે ગુજરાતણ દેખાતાં નથી. આપણે પણ રૂપિયો ન ખરચવો પડે માટે મારી રૂમ આગળ બાલ્કનીમાં ઊભા છીએ.

પ્રેમપંથી અને એનો નાનો ભાઈ રતન ટેનિસ-કોર્ટ ઉપર સરસાઈ અજમાવી રહ્યા છે. પ્રેમ આસાનીથી, શાંતિથી અને શિસ્તથી ખેલે જાય છે. એના હલનચલન-રમણભ્રમણ અને રીટર્નમા ચોકસાઈની મહોર પડેલી છે. પોતે ઓછું દોડીને, ઓછો શ્રમ વેઠીને, સામાને કેમ થકવી નાખવો એમાં પ્રેમ એક્કો છે. રતન સારું ખેલે છે પણ એનામાં મોટાભાઈની ધીરજ અને ચોકસાઈ દેખાતાં નથી. સારા ફટકાથી તે આનંદમાં આવી જાય છે, ખરાબ ફટકાથી તે દુઃખી થાય છે. પ્રેમની બાબતમાં એવું નથી. એણે જાણે હર્ષશોક જીત્યા છે, છતાં.... આત સાલ અગાઉ મસુરીમાં જોયેલો પ્રેમપંથી આ નથી.

વર્ષો પહેલાં વિંબલડનમાં જોયેલી ટુર્નામેન્ટો યાદ કરું છું. ક્રૉફર્ડ, કોશે, વાઇન્સ, પેરી, ફ્રૅનકામ, બજ, ઑસ્ટિન, મૅગ્રાથ બધા યાદ આવે છે. જાપાનીસ ખેલાડીઓ સાટો અને મિકિ પણ યાદ આવે છે. ત્યારે અમને હિંદીઓને થતું કે આપણો ખેલાડી દુનિયાના ખેલાડીઓમાં ક્યારે સરસાઈ મેળવશે ? તે વાતને તો આજે દોઢથી બે દાયકા વીતી ગયા. ત્યારે તે સ્વપ્નું જ હતું, આજે પણ સ્વપ્નું જ છે.

જોયા પેલા નવયુવાનો? તેઓ શું કરે છે? ગંધાતી અને ઢંગધડા વગરની કહેવાતી અંગ્રેજીમાં મોટેથી બોલવું, સિગરેટો ફૂંકે રાખવી, તાજા મળેલા પૈસાનું ન દીઠાના દીઠા જેવું પ્રદર્શન કરવું, દારૂ ઢીંચવો અને બીજા કોઈ કારણે નહિ પણ 'મૉડર્ન' દેખાવાના કારણે બોલરૂમ ડાન્સ—ડાન્સ નહિ, પગઘસણી—કરતા ખેંચાવું! લક્ષ્મી! મેં તારા જેવી ક્રૂર અને મશ્કરીખોર બીજી જોઈ નથી. આમને તું ઠીક મદિરા પાઈ રહી છે! પણ તું તો આભની વીજળી જેવી ચપળ છે. આંખના પલકારામાં અલોપ થઈ જશે, ત્યારે આ યુવાનો શું કરશે? જીવનના વિકાસને ઉપયોગી એવી એક પણ વસ્તુનું ભાથું તેં એમની પાસે બંધાવ્યું નથી.

લો, પ્રેમ જીત્યો, રતન હાર્યો. કહું કે, અનુભવ અને ચોકસાઈ જીત્યાં.

ચાલો કલબમાં.

'દાંડી, હજૂર!'

'ના ભાઈ.'

થોડું ચાલ્યા. રિક્ષાવાળો આવ્યો.

'રિક્ષા હજૂર!'

'ના ભાઈ!

થોડું ચાલ્યા. ઘોડાવાળા ઘેરી વળે છે.

'ઘોડા, હજૂર!'

'ના ભાઈ.'

વિચાર આવે છે કે જ્યારે કોઈ પણ મનુષ્યનો અહીં પગરવ નહિ હોય, ફક્ત ઝાડપાન, પશુપંખી અને પહાડો જ હશે, ત્યારે આ સ્થાન કેવું લાગતું હશે! કુદરતને માનવી વગર સૂનું નહિ લાગતું હોય ?

સરોવરની મધ્યેથી આપણે આંખ ભરીને ચીનો પહાડ, આયરપાટા, ઊટિયો, દેવપાટા, શેરકા દાંડા, બધું જોયા કરીએ છીએ. એ દરેકનું પોતપોતાનું નિરાળું વ્યક્તિત્વ છે.

આકાશ ઘેરાય છે.

'લક્ષ્મણસિંગ, બારીશ આયગા ?'

'લગતા તો હ, હજૂર !'

પણ વરસાદ નથી આવતો. આપણી કિસ્તી તલ્લીતાલ પહોંચે છે. આપણે ઊતરીએ છીએ. તલ્લી બજારમાં આંટો મારી પાછા કિસ્તીમાં બેસીએ છીએ. આ વખતે લક્ષ્મણસિંગની નહિ પણ નરીરામની કિસ્તી મળે છે.

નરીરામ અઢારેક વરસનો સ્નાયુબદ્ધ જુવાન છે, પહાડી ક્ષત્રિય છે, નિરક્ષર છે.

'રોજ કેટલુ મળે છે?'

'દો–તીન રુપયા, હજૂર.'

'બંબઈ આના હ ?'

અમદાવાદ કહીએ તો આ લોકો ના સમજે, બંબઈમાં જ સમજે; ગુજરાત એટલે બંબઈ.

નરીરામ વીસ રૂપિયાના પગારે, ખાવું, પીવું રહેવું, આવવા તૈયાર છે.

મારું દિલ દુખે છે. આ સૌંદર્ય અને પિતા હિમાલયનું સાત્ત્વિક વાતાવરણ છોડાવી એ બિચારા નિર્દોષ આત્માને અમદાવાદની રજોગુણી અને ગણતરીબાજ દુનિયામાં મારે શા સારુ લઈ જવો ? હું એને એકદમ હા પાડતો નથી.

આપણે પાછા મલ્લીતાલ આવીએ છીએ.

ચાલો, જરા નૈનીદેવીના મંદિરમાં ડોકિયું કરીએ. તમે તો ના જ કહેવાના અને મશ્કરીમાં હસવાના; પણ ચાલો તો ખરા.

પૂજારી મહારાષ્ટ્રી બ્રાહ્મણ છે. કુમાઉંમાં કનોજના, મહારાષ્ટ્રના, ગુજરાતના, એમ ઘણા બ્રાહ્મણો બસો–અઢીસો વર્ષથી આવી વસ્યા છે. ઔરંગઝેબના સમયથી તે છેક પેશ્વાઈના પતન સુધી બ્રાહ્મણોની ધારા ચાલી છે. પંત, જોષી એ બધા મૂળ મહારાષ્ટ્રી બ્રાહ્મણો છે. ત્રિવેદી–ત્રવાડી બ્રાહ્મણો ગુજરાતમાંથી ક્યારે આવ્યા તેની કશી માહિતી મળી નથી; પરંતુ એમને આવ્યાંને બસો–અઢીસો વર્ષ ઓછામાં ઓછાં થયાં હશે એવું સૌ માને છે. દક્ષિણી બ્રાહ્મણોએ પોતાના આચારવિચાર દક્ષિણી રાખ્યા છે. તેઓ માંસાહારી નથી. ભાષા તો બધા અહીંની જ બોલે છે. ત્રવાડી–તિવારી–બ્રાહ્મણમાંના કોઈને હું મળ્યો નથી, પણ સાંભળ્યું છે કે તેમના આચારવિચાર ગુજરાતી રહ્યા નથી અને તેઓ માંસાહાર કરે છે.

નનીદેવી કાલિકાની ઉગ્ર પીઠ છે. તેમનું પૂજનઅર્ચન ષોડષોપચાર વિધિથી થાય છે. દેવી આગળ બકરાં તથા પાડા વધેરાય છે.

કુમાઉં શક્તિ સંપ્રદાયનો પ્રદેશ છે. પખાણુ દેવીના એક બ્રાહ્મણે મને કહ્યું કે અહીં તંત્રપદ્ધતિ વામમાર્ગને અનુસરતી છે, પરંતુ સાધના સ્વકીયા સાથે જ થાય છે, પરકીયા સાથે નહિ. પરકીયા સાથેની સાધના એ માત્ર અપવાદરૂપે જ છે. બ્રાહ્મણો દેવીની પૂજા વખતે જ માંસ અને મદિરા ઉપયોગમાં લે છે. એક માણસે મને એકસૂત્ર કહ્યું :

'दक्षिणे मातुली कन्या उत्तरे मांसभक्षणम् ।

હિંદુધર્મની વહેવારુતા અને ઉદારતાનું આથી કયું વધારે સુંદર ઉદાહરણ હશે ! મામાની દીકરીને દક્ષિણમાં પરણી શકાય છે તો છેક ઉત્તરમાં–કાશ્મીર તથા કુમાઉં વગેરેમાં-માંસાહાર પણ કરી શકાય છે. મામાની છોકરીને પરણવું કે માંસ ખાવું એવો વિધિ નથી, તો નિષેધ પણ નથી!

શક્તિમાર્ગમાં ઉદારતા છે. વસ્તુ ખોટી નથી, વસ્તુની પાછળની ભાવનાથી તે સારી કે ખોટી છે. માણસે પશુમાંથી વીર અને વીરમાંથી દિવ્ય થવાનું છે. એકદમ બધા દેવો થઈ જતા નથી.

## ૭. કાલિદાસની અલકા

પાછા ફરવાના દિવસ નજીક આવતા જાય છે. અને ઉત્તર પ્રદેશ અને પંજાબના મુસાફરોથી નૈનીતાલ ભરાતું જાય છે. આપણે ત્યાં મુંબઈ રાજ્યમાં નિશાળો નવમી–દસમી જૂને ખૂલે છે તેનું કયું કારણ હશે? આપણે ત્યાં કારણસર કશું થતું નહિ હોવાથી આવા આવા સવાલો ઊભા કરવા તેનો કશો અર્થ નથી. આપણું કેળવણીખાતું વરસાદ પહેલાં શાળાઓ બંધ કરી વરસાદ પહેલાં જ ઉઘાડી નાખે તે વિચારે, બેશક બીજા પ્રાંતોવાળાઓને તો નવાઈ લાગે.

આવતી કાલે રાણીખેત થઈ કૌસાની એક રાત ગાળી અલમોડા થઈ થઈ પાછો નૈનીતાલ ફરીશ.

આપણી બસો અને બસોના ચલાવનારા ક્યારે સુધરશે? બસોમાં બેસનારા તો હવે સુધરે એવી આશા નથી.

બસ જરીપુરાણી, હચમચી ગયેલી, ડગમગી ગયેલી, બેત્રણ હજાર વરસ પહેલાંના જૂના ખંડેર જેવી છે. આના

કરતાં અહીંની મ્યુનિસિપાલિટી આ બસનું શૌચગૃહ બનાવે તો શું ખોટું?

બસ ચલાવનારો ઊંધું ઘાલીને દોડાવી મૂકે છે. સીધા રસ્તા કે વળાંક એ બધું એને મન સરખું છે. ટ્રાફિકની દોરવણી માટે મૂકેલી નિશાનીઓ એને મન નિરુપયોગી છે.

હું આ બસને બસ નથી કહેતો, મૃત્યુનું મુખ કહું છું. હું આ બસ-ડ્રાઈવરને ડ્રાઈવર નથી કહેતો, યમરાજ કહું છું.

મૃત્યુના મોંમાં પડ્યો પડ્યો હું જીવતો રાણીખેત આવું છું. મારી સાથે મારા નૈનીતાલના એક મિત્ર પણ છે.

રાણીખેત સુધીનો રસ્તો પરિચિત હોવાથી મને બહુ રસ પડ્યો નહિ. પહાડોમાં કોરી-કોતરીને કરેલી અગાસીઓ ( Terraces ) ઉપર લીલાં ખેતરો આંખને ઠારે છે. આ ખેતરો બનાવવા સારૂ માનવીને કેટલી અથાગ મહેનત કરવી પડી હશે!

પાસેના રેસ્ટોરાંમાં નાસ્તો કરી અમે બન્ને જણા બસમાં આગળ ચાલ્યા.

હવે મારે માટે નવો રસ્તો અને નવી સૃષ્ટિ હતાં.

હિમાલયનાં પહેલાં બે પગથિયાં-શરૂઆતના પહાડો-વટાવી અમે ત્રીજે પગથિયે ચઢતા હતા. નાખી નજર ના પહોંચે એટલા બધા પહાડો અમને ચોતરફ ઘેરી રહ્યા હતા. વૃક્ષોથી છલોછલ ખીણો તો જાણે પાતાળમાં ઊતરતી હતી.

ડાબી બાજૂએ દૂરના એક પહાડની બગલમાં દ્વારહાટ સંતાતું હતું. દ્વારહાટ એ હિમાલયનું પુરાણું નગર છે અને

તેના ઉલ્લેખો સંસ્કૃત ગ્રંથોમાં ઘણા મળી આવે છે. દ્વારહાટમાં કોશી અને રામગંગા બે નદીઓનો સંગમ થાય છે. નગરની બરાબર ઉપર દુનાગિરિ એટલે કે દ્રોણગિરિ પર્વત આવેલો છે. આ પર્વતમાં વૈષ્ણવી શક્તિનો વાસ છે એવી પ્રસિદ્ધ માન્યતા છે. અહીંનાં ઘાસ અને વનસ્પતિઓ ઘણાં ઉત્તમ છે. આ પ્રદેશમાંથી હનુમાનજીને સંજીવની હાથ લાગી હતી.

કાલિદાસના 'કુમારસંભવ'નો આપણા વિદ્વાનો ભૌગોલિક દૃષ્ટિથી અભ્યાસ કરતા નથી એ ખેદની વાત છે. પૂના, મુંબઈ કે અમદાવાદના પોતાના ઘરમાં બેઠાબેઠા ફક્ત ચોપડીઓની મદદથી કલ્પના દોડાવવાને બદલે તેઓ જો મુસાફરી કરીને પોતાની નજરે બધું જોઇ વિચારીને પ્રત્યક્ષ અનુભવથી લખે તો કેવું સારું! "કુમાર સંભવ'માં છઠ્ઠા સર્ગમાં ૩૩મો શ્લોક છે કેઃ

तत्प्रयातौषधिप्रस्थ सिद्धये हिमवत्पुरम् ।
महाकोशी प्रपातेऽस्मिन्संगमः पुनरेव नः ॥

આ ઔષધિપ્રસ્થ તે દ્વારહાટ કે જ્યાં આગળ મહાકોશી નદી (રામગંગા તથા કોશીના સંગમથી તે કોશી મટીને મહાકોશી બને છે) નીચે પડે છે.

પણ આ હળવા પત્રમાં એ વિષય છેડી શકાય નહિ. કાલિદાસના 'કુમારસંભવ'નું વર્ણન આ પ્રદેશનું છે અને 'કુમાર'ને જો આપણે તેની આરંભની કૃતિ ગણીએ, 'મેઘદૂત'ને ત્યાર પછીની કૃતિ ગણીએ અને 'રઘુવંશ'ને આખરની કૃતિ ગણીએ તો કુમાઉનો આ પ્રતિભાશાળી કવિ દેશવટો

કરતાં અહીંની મ્યુનિસિપાલિટી આ બસનું શૌચગૃહ બનાવે તો શું ખોટું?

બસ ચલાવનારો ઊંધું ઘાલીને દોડાવી મૂકે છે. સીધા રસ્તા કે વળાંક એ બધું એને મન સરખું છે. ટ્રાફિકની દોરવણી માટે મૂકેલી નિશાનીઓ એને મન નિરુપયોગી છે.

હું આ બમને બસ નથી કહેતો, મૃત્યુનું મુખ કહું છું. હું આ બસ-ડ્રાઈવરને ડ્રાઈવર નથી કહેતો, યમરાજ કહું છું.

મૃત્યુના મોંમાં પડ્યો પડ્યો હું જીવતો રાણીખેત આવું છું. મારી સાથે મારા નૈનીતાલના એક મિત્ર પણ છે.

રાણીખેત સુધીનો રસ્તો પરિચિત હોવાથી મને બહુ રસ પડ્યો નહિ. પહાડોમાં કોરી-કોતરીને કરેલી અગાસીઓ (Terraces) ઉપર લીલાં ખેતરો આંખને ઠારે છે. આ ખેતરો બનાવવા માટે માનવીને કેટલી અથાગ મહેનત કરવી પડી હશે!

પાસેના રેસ્ટોરાંમાં નાસ્તો કરી અમે બન્ને જણા બસમાં આગળ ચાલ્યા.

હવે મારે માટે નવો રસ્તો અને નવી સૃષ્ટિ હતાં.

હિમાલયનાં પહેલાં બે પગથિયાં-શરૂઆતના પહાડો-વટાવી અમે ત્રીજે પગથિયે ચઢતા હતા. નાખી નજર ના પહોંચે એટલા બધા પહાડો અમને ચોતરફ ઘેરી રહ્યા હતા. ખૂણેથી છલોછલ ખીણો-તો જાણે પાતાળમાં ઊતરતી હતી.

ડાબી બાજૂએ દૂરના એક પહાડની બગલમાં દ્વારહાટ સંતાતું હતું. દ્વારહાટ એ હિમાલયનું પુરાણું નગર છે અને

'કેમ, તમારે કંઈ કામ નથી?' મેમેશ્વર ગામ આગળ દુકાનમાં બેઠા બેઠા હુક્કા ગગડાવતા ત્રણચાર ગામડિયાઓને મેં પૂછ્યું.

'હાં સાબ, કયું નહિ? બીબી ખેતમેં સબ કરતી હૈ.'

ધણિયાણી ખેતરમાં બધું જ કરે છે! એટલે એ કરે છે તે હું જ કરું છું ને!

'લેકિન તુમ ક્યા કરતે હો?'

'હાં સાબ, વો તો ઓરતેં સબ કુછ કરતી હૈ'

પહાડીઓ બેત્રણ સ્ત્રીઓ પરણે છે સ્ત્રી, એ આ પ્રદેશમાં ખરેખરી શ્રમજીવિની છે.

ભારતના ઉપલા અને મધ્યમવર્ગની વાત જો મૂકી દઈએ તો, મારું તો ચોક્કસ માનવું છે કે, ભારતનો શ્રમજીવી વર્ગ તે સ્ત્રીઓ છે. દસમાથી આઠ પુરુષો તો ફક્ત હુક્કા જ પીએ છે. એક પુરુષ કારકુન, ધર્મગુરુ, વકીલ, દાક્તર, મહેતાજી કે પછી સાક્ષર થઈ જાય છે. અને એક જ પરસેવો પાડે છે. મને તો લાગે છે કે હુક્કા પીનારને, વકીલ થનારને, મહેતાજી થનારને, દાક્તર થનારને, સાક્ષર થનારને—એ બધી 'ઉપજીવીઓ'ની જમાતને—આપણે 'બાવાઓ'માં જ ગણવી જોઈએ અને એમના રાજકીય હક્કો છીનવી લેવા જોઈએ. જે જમીન

ખેડતો નથી, ગાયભેંસ દોહતો નથી, રોટી પકાવતો નથી, રૂ કાંતતો નથી કે કાપડ વણતો નથી; ટૂંકમાં જે માણસ શ્રમયજ્ઞમાં પોતાનો હિસ્સો આપતો નથી તેને રાજકીય હક્કો હોવા ના જોઈએ.

કૌસાની પહોંચ્યાં. ગાંધીજી આ સ્થળના સૌંદર્ય ઉપર વારી ગયેલા. રાત ત્યાં ગાળી. નંદાદેવી વાદળથી ઢંકાઈ ગયાં હતાં.

આપણે આપણા જ દેશની સુંદર જગાઓ છોડી વિદેશમાં આપણાં નાણાં શા શારુ ખરચતા હોઈશું? આપણાં હવા ખાવાનાં સ્થાનો વધારે લોકપ્રિય અને વધારે સસ્તાં કરવા આપણી સરકારે તમામ પ્રયત્નો કરવા ઘટે. રેલવેની મુસાફરી વધારે સસ્તી, વધારે સરળ અને વધારે ઝડપી કરવી જોઈએ.

શ્રી. મુનશી ગવર્નર થયા. મારા ઉપર સાહિત્યરસથી છલકાતો સુંદર 'આજ્ઞાપત્ર' આવ્યો. એમની 'આજ્ઞા' છે કે મારે તેમના આવતા સુધી નૈનીતાલ ન છોડવું.

અલમોરામાં ત્રણચાર કલાક ગાળી, 'ઋતુસંહાર'માં નાસ્તો કરી, ગવર્નર સાહેબની આજ્ઞાનું પાલન કરવા નૈનીતાલ તરફ હંકાર્યું.

મુનશીએ અમને સહકુટુંબ લંચનું નિમંત્રણ આપ્યું. તે પ્રમાણે સાડાબાર વાગે ગવર્નમેંટ હાઉસ ઉર્ફે રાજભવન તરફ પ્રયાણ કર્યું. વરસાદ ધોધમાર હતો.

રાજર્ષિરાજ શ્રી. મુનશીએ અને તેમનાં રાણી સૌ. લીલાવતીએ રાજભવનમાં ત્રણેક કલાક પોતાની રાજ્યશ્રી

પ્રસારી હતી અને અમે ત્રણ એમની હકૂમતમાં પહેલાં જ મહેમાનો હતાં.

'અહો ! યશોધર તમારે જેલમાંથી હજી કયાં સુધી બહાર રહેવું છે ? ઉત્તર પ્રદેશનું મોરલ જો બગાડયું છે તો જાણજો કે મારા ખાસ ફરમાનથી જેલમાં ખોસી દઈશ.'

મુનશીની રસીલી વાણી સાંભળતાં સાંભળતાં અમે ત્રણ તેમની નજીક ગયાં. મેં મારા મનમાં જવાબ આપ્યો :

'ત્રીસ સાલ પહેલાં તમે એ મોરલ્સના કચ્ચરઘાણ વાળ્યા—મૃણાલે મુંજને હાથીના પગ નીચે રોટલો કરાવી નાખ્યો તેમ—પછી મારે ભાગે તોડવાનું કાંઇ રહ્યું જ નથી.'

'ગુર્જર લેખકોમાં ઉ. ખલશ્રેષ્ઠની પદવી મુનશીજીએ મને આપી છે તે હું સાચવી રાખવા માગું છું. તમને વાંધો નથી ને ?' મેં સૌ. લીલાવતીને પૂછ્યું.

'ના, તમે લાયક છો.'

'યશોધર, આ અમે બધા જેલમાં જઇ આવ્યા ને તમે શા સારૂ રહી જાવ ?'

'હું તો આશાવાદી છું.' મેં કહ્યું.

એમના પત્રનો ધ્વનિ મેં એમની મહેમાનગીરીમાં પડઘારૂપે માણ્યો. માથેરાનનો એ ધ્વનિ હતો.

'અધ્વરણ્યમાં પંખીઓ બોલે છે. નયનતલમાં બોલતાં હશે. વૃક્ષરાજીઓ બન્ને સ્થળે ડોલે છે. સમીર પણ વાય છે અને સંસ્કારીઓનાં હૈયાં પણ ડોલે છે.'

એ ધ્વનિની અંતર્મુખતામાં મારા હૃદયની બુલબુલ રસ્તે જતાં અણુધારી ટહુકી ઊઠી.

એ ટહુકાની નાદસમાધિમાં નંદાદેવીને જોતો જોતો આ પત્ર પૂરો કરું છું.